સચિત્ર

# લઘુ ભારત.

આવૃત્તિ પહેલી.

૧૮૯૭

કિંમત ૬ આના.

## ભારતમાંની વાતો.

( ભાગ ૧ લો. )

બાળકોને પ્રિય થઈ પડેલા અમારા "લઘુ ભારત" માં કૌરવ અને પાંડવોનો સરળ અને સહેલી પણ મોહક ભાષામાં ઇતિહાસ આપેલો છે. **ભારતમાંની ઉપકથાઓ** પણ તેટલી જ **મહત્વની** હોવાથી તે નાની ઉમ્મરમાં મનપર ઠસવી યોગ્ય છે. એટલા માટે આ પુસ્તક અમે ખાસ તૈયાર કરાવી છાપીયે છીયે. વાચતાં વાંચતાં જ તેનો મર્મ બાળકોના મનપર આપો-આપ ઠસી જાય તેમ છે. સાત સુંદર ચિત્રો.

---

સચિત્ર

## શ્રીરામ—ચરિત્ર.

શ્રીમદ્ વાલ્મીકિ રામાયણ ગ્રંથ આર્યોના સાહિત્યના શ્રેષ્ઠ ગ્રંથોમાંનો એક છે. અને **મહાભારત** પ્રમાણે જ તે ભારતીય વાચકોને અત્યંત પ્રિય અને પૂજ્ય છે. આ પુસ્તકમાં પ્રથમ ઉપોદ્ઘાત રૂપે રામાયણ ગ્રંથની મહત્તી થોડામાં કહી પછી રામાયણમાં વર્ણવેલી રામકથા આપેલી છે. છેવટે નાનો ઉપસંહાર જોડી, તેમાં રામકાલીન સ્થિતિ અને રામચરિત્રનું રહસ્ય એ બન્નેનું નાનું ચરિત્ર આંકવાનો પ્રયત્ન કરેલો છે. આ પુસ્તક દરેક વર્ગના અને ઉમ્મરના વાચકોને અત્યંત બોધપ્રદ અને વાચનીય છે. પુસ્તકમાં જૂદા જૂદા પ્રસંગોનાં ૨૩ સુંદર ચિત્રો આપવામાં આપશે, અને તેમાંના ૫ ચિત્રો રંગીન આવશે.

सचित्र

# લઘુ ભારત.



મરાઠી લેખક

કૃષ્ણાજી ગોવિંદ કિનરે.

ગુજરાતી ભાષાંતરકર્તા

રત્નસિંહ દીપસિંહ પરમાર.



૧૯૧૭.

કિંમત ૮ આના.

# અનુક્રમણિકા


| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| પ્રારંભિક ચાર શબ્દો .... .... | ૧ |
| મહાભારતના ભાગ .... .... | ૬ |
| આદિ પર્વ .... .... .... .... | ૧૪ |
| સભા પર્વ .... .... .... .... | ૪૧ |
| વન પર્વ .... .... .... .... | ૫૯ |
| વિરાટ પર્વ .... .... .... .... | ૧૦૩ |
| ઉદ્યોગ પર્વ .... .... .... .... | ૧૨૨ |
| ભીષ્મ પર્વ .... .... .... .... | ૧૪૦ |
| દ્રોણ પર્વ .... .... .... .... | ૧૪૬ |
| કર્ણ પર્વ .... .... .... .... | ૧૫૯ |
| શલ્ય પર્વ .... .... .... .... | ૧૬૪ |
| સૌપ્તિક પર્વ .... .... .... | ૧૭૨ |

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| સ્ત્રી પર્વ .... .... .... | ....૧૭૮ |
| શાંતિ પર્વ .... .... .... | ....૧૮૩ |
| અનુશાસન પર્વ .... .... | ....૧૮૫ |
| અશ્વમેધ પર્વ.... .... .... | ....૧૯૬ |
| આશ્રમવાસિક પર્વ .... | ....૨૦૨ |
| મૌસલ પર્વ .... .... .... | ....૨૦૭ |
| મહાપ્રાસ્થાનિક પર્વ .... | ....૨૧૦ |
| સ્વર્ગારોહણ પર્વ .... .... | ....૨૧૫ |
| બોધ .... .... .... | ....૨૧૭ |

# લઘુ ભારત.

## પ્રારંભિક ચાર શબ્દો.

બાળકો! આંધળા અને દેખતા માણસ વચ્ચેનો ફરક તમે સમજો છો વારૂ? આંધળા માણસને કેટલાં દુઃખો ભોગવવાં પડે છે? આ દુનિયાની સુંદર સુંદર વસ્તુઓ જોઇ દેખતા માણસને જેટલો આનંદ થાય છે તે સર્વથી આંધળો માણસ વંચિત રહે છે. જે પરમાત્માએ માણસના કલ્યાણ સારૂ આ સુંદર જગ ઉત્પન્ન કર્યું છે, તેમ જ તેના સુખને માટે સેંકડો વસ્તુઓ ભરી રાખી છે, તે પરમાત્મા કેટલો દયાળુ છે, એવો વિચાર આ સુંદર જગ જોઈ દેખતા માણસના મનમાં આવે છે; અને તેથી તે ઇશ્વર

ઉપર પ્રેમ કરવા લાગે છે, તેમ આંધળાથી બનતું નથી. બીજું એ કે, આંધળાને ચાલતી વખત કેટલાં કષ્ટો પડે છે. તેને ઠોકરો લાગે છે, તે ઠેકઠેકાણે પડે છે, કિંવા ભળતે જ રસ્તે ચાલ્યો જાય છે; અગર બીજો કોઈ તેને લઈ જાય ત્યાં તેને જવું પડે છે. તેમ કાંઇ દેખતાને થતું નથી. તે સ્વાધીન હોવાથી તેને બીજાના કહેવા પ્રમાણે ચાલવું પડતું નથી.

બાળકો ! જ્ઞાની માણસ એ દેખતા માણસ જેવો, અને અજ્ઞાની માણસ આંધળા સમાન છે. આંધળા માણસને જેમ અનેક દુઃખો ભોગવવાં પડે છે, તે જ પ્રકારે અજ્ઞાની માણસને પણ ઘણાં દુઃખો ભોગવવાં પડે છે. કેવી રીતે વર્તવાથી માણસને સુખ થાય છે, તે અજ્ઞાની માણસ સમજતો નથી. તેથી તે ઠેકઠેકાણે ફસાય છે ને દુઃખમાં પડે

છે. તેમ જ્ઞાનીને થતું નથી. સારો માર્ગ કયો, ખરાબ કયો એ જ્ઞાની સમજે છે; તેથી તે જગમાંનાં સુખો પ્રાપ્ત કરી શકે છે અને મોટાપણું તેને મળે છે.

દરેક માણસને પોતે સુખી થવું, મોટાપણું મેળવવું, એવી ઇચ્છા હોય છે. તેવી જ ઇચ્છા, બાળકો! તમને પણ છે જ. જો તમે આ નાની ઉમરમાં જ્ઞાન મેળવવા પ્રયત્ન નહિ કરો તો તમને મોટપણમાં જરા પણ ખરૂં સુખ મળશે નહિ. માટે એ જ્ઞાન પ્રાપ્ત કરવા તમે સારી રીતે પ્રયત્ન કરો. જ્ઞાન મેળવવાના અનેક માર્ગ છે. સારાં સારાં પુસ્તકો વાંચવાં એ તેમાંનો એક માર્ગ છે.

આપણા ધર્મમાં ઘણા સારા સારા ગ્રંથો છે. માણસને કેવી રીતે વર્તવાથી સંસારમાં સુખ થાય છે અને ઈશ્વર તેના પર પ્રસન્ન થાય છે એ તેમાં લખેલું છે. આવા જે આપણા મોટા મોટા ગ્રંથો

છે, તેમાં મહાભારત નામનો એક ગ્રંથ છે. તે જ્ઞાનનો ભંડાર છે. પણ તે ઘણો જ મોટો છે. તમને તે સમજાય એમ નથી; માટે તમને સમજાય તેવા સહેલા શબ્દોમાં તે ગ્રંથમાં શું લખેલું છે, તે તમને આજે કહેવાનો મારો વિચાર છે.

હવે પહેલાં તમને 'મહાભારત' એ શબ્દનો અર્થ કહું છું. એમાં બે શબ્દો છે. 'મહા' અને 'ભારત.' 'મહા' એટલે મોટો અને 'ભારત' એટલે ભરત રાજાનો વંશ. અર્થાત્ જેમાં ભરત રાજાના વંશની હકીકત કહેલી છે, એવો જે મોટો ગ્રંથ તે મહાભારત. દુષ્યંત નામે એક રાજા હતો. તેનો પુત્ર ભરત હતો અને એ જ રાજાના વંશમાં આગળ કૌરવ અને પાંડવ ઉત્પન્ન થયા. તે ઘણાજ પરાક્રમી હતા. કૌરવ અને પાંડવ એ પિતરાઇ ભાઈ થાય. કૌરવ એકસો હતા, તેમાં દુર્યોધન એ મોટો હતો. ઘણા ભાગે કૌરવો દુષ્ટ

હતા. તે સર્વેમાં દુર્યોધન તો ઘણો જ દુષ્ટ હતો. પાંડવ પાંચ ભાઇઓ હતા પણ તે સર્વ ભલા, સરલહૃદયી અને ધર્માનુસાર વર્તનારા હતા. ઈશ્વર પર તેમની અત્યંત ભક્તિ હતી.

કૌરવ અને પાંડવમાં આગળ ઘણું જ મોટું યુદ્ધ થયું. પાંડવ ધર્મથી ચાલનારા હોવાથી ઈશ્વરે તેમને આ યુદ્ધમાં સારી મદદ કરી. અને તેની જ કૃપાથી પાંડવોને આ યુદ્ધમાં જય મળ્યો અને દુષ્ટ કૌરવોનો તેમના હાથે નાશ થયો. આ યુદ્ધ અઢાર દિવસ ચાલ્યું હતું. એને 'ભારતીય યુદ્ધ' કહે છે. એ જ કૌરવ પાંડવોની હકીકત મહાભારતમાં છે. શ્રી વેદવ્યાસ નામે એક મહા ઋષિ હતા, તેઓએ આ ગ્રંથ લખેલો છે.



## મહાભારતના ભાગ.

મહાભારતના એકંદર ૧૮ ભાગ છે. તેમાંના દરેકને 'પર્વ' કહે છે. શ્રીમદ્દ્ભગવદ્દ ગીતા એ નામ તમે સાંભળ્યું હશે જ. એ ગ્રંથ આપણામાં ઘણો જ પૂજ્ય ગણાય છે. તેમાં શ્રી કૃષ્ણ પરમાત્માએ અર્જુનને ઉત્તમ ઉપદેશ કરેલો છે. એ ઘણો જ ઉત્તમ ગ્રંથ હોવાથી આપણામાંના કેટલાક લોક તેને હમેશાં નિયમપૂર્વક વાંચે છે. તે ગ્રંથ મૂળ આ મહાભારતમાંનો જ છે. તે ગ્રંથના પણ ૧૮ જ ભાગ છે. અર્જુનનું 'જય' એવું એક નામ છે. જયનો અર્થ સંસ્કૃતમાં અઢાર એવો પણ થઈ શકે છે. તેથી આ મહાભારતમાં અઢાર એ સંખ્યા બડી ખુબીદાર છે.

હવે મહાભારતમાંનાં અઢાર પર્વનાં નામો અને તે નામ પડવાનાં કારણો કહું છું:—

૧ આદિ પર્વ. આદિ એટલે આરંભ. કૌરવ પાંડવના વંશની મૂળ કથા એમાં છે, અને તેમની કથાનો આરંભ પણ એ જ પર્વમાં થએલો છે તેથી તેને 'આદિ પર્વ કહે છે.'

૨ સભા પર્વ. એમાં ત્રણ મોટી સભાઓની હકીકત વર્ણવેલી છે તેથી તેને 'સભા પર્વ' કહે છે.

૩ વન પર્વ. પાંડવોએ બાર વર્ષ સુધી વનવાસ કર્યો તે વખતની સર્વ હકીકત આ પર્વમાં છે, તેથી તેને 'વન પર્વ' એ નામ મળેલું છે.

૪ વિરાટ પર્વ. પાંડવો છૂપી રીતે એક વર્ષ સુધી વિરાટ રાજાના ઘરમાં હતા. ત્યાં બનેલી હકીકત આ પર્વમાં છે, તેથી તેને 'વિરાટ પર્વ' કહેવામાં આવેલું છે.

૫ ઉદ્યોગ પર્વ. વનવાસ અને અજ્ઞાતવાસ પૂર્ણ થયા પછી કૌરવો પાસેથી

પોતાનું રાજ્ય પાછું મેળવવાના ઉદ્યોગમાં પાંડવો લાગ્યા. એ હકીકત આ પર્વમાં હોવાથી એને 'ઉદ્યોગ પર્વ' એવું નામ આપવામાં આવેલું છે.

૬ ભીષ્મ પર્વ. કૌરવ અને પાંડવોનું યુદ્ધ શરૂ થયું, ત્યારે પહેલા દશ દિવસ સુધી ભીષ્મ એ કૌરવોનો સેનાપતિ હતો. તે વખતે તેણે પાંડવો સાથે જે ભયંકર યુદ્ધ કર્યું તેનું વર્ણન આ પર્વમાં છે. તેથી એને 'ભીષ્મ પર્વ' કહેલું છે.

૭ દ્રોણ પર્વ, ભીષ્મની પછીથી દ્રોણાચાર્ય કૌરવોના સેનાપતિ થયા. તે સેનાપતિ હતા ત્યારે જે યુદ્ધ થયું, તેની હકીકત આ પર્વમાં છે તેથી તેને 'દ્રોણ પર્વ' કહે છે.

૮ કર્ણ પર્વ. દ્રોણાચાર્યની પછી કર્ણે કૌરવના સેનાપતિનું કામ કર્યું. તે વખતે બનેલી યુદ્ધની હકીકતનું વર્ણન આ

પર્વમાં હોવાથી તેને ' કર્ણ પર્વ ' કહેવામાં આવેલું છે.

૯ શલ્ય પર્વ. કર્ણના મરણ પછી શલ્ય કૌરવોનો સેનાપતિ થયો. તેણે એક જ દિવસ સેનાપતિનું કામ કર્યું. તેના યુદ્ધની હકીકત આ પર્વમાં આવેલી હોવાથી તેને ' શલ્ય પર્વ ' નામ આપવામાં આવેલું છે.

૧૦ સૌપ્તિક પર્વ. સુપ્ત એટલે નિદ્રાવશ થએલો. સુપ્ત એ શબ્દ ઉપરથી સૌપ્તિક એ શબ્દ થએલો છે. અને તેનો અર્થ 'નિદ્રાવશ થયેલા સંબંધી' એવો થાય છે. દ્રૌપદીના પાચ પુત્રો અને પાંડવોની તરફના કેટલાક વીર લઢાઈ પૂરી થયા બાદ, છાવણીમાં સ્વસ્થ થઇને સુતેલા હતા તે વખતે અશ્વત્થામાએ તેમના ઉપર છાપો મારી સર્વેને ઠાર કીધા. એ કથા આ પર્વમાં કહેલી છે તેથી તેને ' સૌપ્તિક

પર્વ' એ નામ આપવામાં આવેલું છે.

૧૧ સ્ત્રી પર્વ. સર્વ કૌરવોનો લઢાઇમાં નાશ થવાથી તેમની સ્ત્રીઓએ કરેલા શોકની હકીકત આ પર્વમાં આપવામાં આવેલી હોવાથી તેને 'સ્ત્રી પર્વ' એ નામ આપવામાં આવેલું છે.

૧૨ શાંતિ પર્વ. યુદ્ધ પૂરૂં થયું. સર્વત્ર શાંતતા થઈ. આ શાંતિના વખતમાં બનેલી હકીકત આ પર્વમાં આપેલી હોવાથી તેને 'શાંતિ પર્વ' કહેવામાં આવેલું છે.

૧૩ અનુશાસન પર્વ. અનુશાસન એટલે ઉપદેશ. ભીષ્મે મરતી વખત પાંડવોને જે ઉપદેશ કર્યો તે આ પર્વમાં આપેલો હોવાથી એને 'અનુશાસન પર્વ' કહેવામાં આવેલું છે.

૧૪ અશ્વમેધ પર્વ. અશ્વ એટલે ઘોડો અને મેધ એટલે યજ્ઞ. એક પ્રકારના યજ્ઞમાં ઘોડાને પૃથ્વીપર છુટો મુકવામાં

આવે છે. તે ઘોડાના સંરક્ષણને માટે ઘણું લશ્કર તેની પાછળ છોડવામાં આવે છે. વચ્ચે જે કોઈ ઘોડાને પકડી રાખે, તેની સાથે તે સૈન્ય લઢાઇ કરી ઘોડાને છોડાવે છે. એ રીતે આખી પૃથ્વીમાં ફરી, ઘોડો પાછો આવે ત્યારે યજ્ઞ પૂરો કરે છે. એવા યજ્ઞો પૂર્વે આપણા દેશમાં કરવામાં આવતા હતા. હાલમાં કરતા નથી. પાંડવોએ એવા અશ્વમેધનો આરંભ કર્યો, ઘોડો છોડયો અને દિગ્વિજય કરી ( અર્થાત્ સર્વ દિશાના રાજાઓને જિતી ) યજ્ઞ પૂર્ણ કર્યો. એ યજ્ઞની હકીકત આ પર્વમા આપવામાં આવેલી છે તેથી એને ' અશ્વમેધ પર્વ ' એ નામ આપવામાં આવેલું છે.

૧૫ આશ્રમવાસિક પર્વ. ધૃતરાષ્ટ્ર વિદુર વગેરે અરણ્યમાં ગયા, અને તેમણે ત્યાં આશ્રમ બાંધી વાસ કર્યો. આ

કથા આ પર્વમાં હોવાથી તેનું નામ 'આશ્રમવાસિક પર્વ' રાખવામાં આવેલું છે.

૧૬ મૌસલ પર્વ. મુસલ (મુસળ) એ શબ્દ પરથી મૌસલ શબ્દ થયો છે. 'મુસળ સંબંધી' એવો એનો અર્થ છે. કાંઇક ચમત્કારિક રીતે એક સાંબેલું ઉત્પન્ન થયું અને તેને લીધે પાછળથી સર્વ યાદવકુળનો નાશ થયો. એ કથા આ પર્વમાં કહેવામાં આવેલી છે તેથી આ પર્વનું નામ 'મૌસલ પર્વ' કહેલું છે.

૧૭ મહાપ્રાસ્થાનિક પર્વ. પ્રસ્થાન એટલે પ્રયાણ કરવું. પ્રાસ્થાનિક એટલે 'નીકળવા સંબંધી.' અંતે પાંડવ દ્રૌપદીસહ સ્વર્ગમાં જવા નીકળ્યા, તે કથા આ પર્વમાં કહેલી છે તેથી આ પર્વને 'મહાપ્રાસ્થાનિક પર્વ' કહેવામાં આવ્યું છે.

૧૮ સ્વર્ગારોહણ પર્વ. સ્વર્ગારોહણ= સ્વર્ગ+આરોહણ. સ્વર્ગારોહણ એટલે સ્વર્ગમાં જવું. પાંડવ સ્વર્ગ લોકમાં ગયા તેની હકીકત આ પર્વમાં હોવાથી તેને 'સ્વર્ગારોહણ પર્વ' નામ આપેલું છે.





# લઘુ ભારત.

## ૧ આદિ પર્વ.

### કૌરવ અને પાંડવ.

અતિ પુરાતન કાળમાં દુષ્યંત નામે રાજા હતો. તેનો પુત્ર ભરત મહાપરાક્રમી હતો. તેના નામ ઉપરથી એના સર્વ વંશનું ભરતકુળ એવું નામ પડ્યું. પછી એ જ કુળમાં શંતનુ નામે એક રાજા થયો. એ અતિ ઉત્તમ રાજા હતો. તેણે પ્રજાનું પાલન સંપૂર્ણતઃ

ધર્માનુસાર કર્યું હતું, તેથી તેની પ્રજા ઘણી જ સુખી હતી. તેને દેવવ્રત, ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય નામે ત્રણ પુત્ર હતા. તેમાંના દેવવ્રતે પોતાના પિતાની કંઈક ચિંતા દૂર કરવાને માટે એવું પણ લીધું હતું કે, હું કોઈ કાળે પણ લગ્ન કરીશ નહિ અને રાજ્ય-સુખની ઈચ્છા પણ કરીશ નહિ. પોતાનુ આ પણ તેણે અંતપર્યંત પાળ્યું. જે પોતાના વચનનો કદિપણ ભંગ કરતો નથી, તે જ ખરો મનુષ્ય અને તેને મહાન્ કીર્તિ પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે દેવવ્રતની કીર્તિ વૃદ્ધિંગત થઈ. આ તેના ભયંકર પણને લીધે તેનું ભીષ્મ ( કડક અથવા ઉગ્ર ) એવું નામ પડયું. ભીષ્મ વચનનો ખરો, અત્યંત પરાક્રમી, વર્ત-નમાં શુદ્ધ અને ભક્તિવાન્ હતો. પિતા પર પણ તેની નિઃસીમ ભક્તિ હતી. જેમાં પિતાને સુખ મળે તેમાં જ તે પોતા_

ને સુખ મળેલું માનતો. બાળકો! તમે એ ભીષ્મની પેઠે તમારાં સઘળાં વર્તન શુદ્ધ રાખવાને પ્રયત્ન કરો. એથી તમને સુખ મળશે.

અસ્તુ. ચિત્રાંગદ એક સમયે લઢાઈમાં મરણ પામવાથી શંતનુનો ત્રીજો પુત્ર જે વિચિત્રવીર્ય તેને તેના પિતાની પછી ગાદી મળી. વિચત્રિવીર્યને ત્રણ પુત્ર હતા. ધૃતરાષ્ટ્ર, પાંડુ, અને વિદુર. પોતાના ભાઈના આ ત્રણે પુત્રોને ભીષ્મે ઉત્તમ વિદ્યા શિખવી નિષ્ણાત કર્યા હતા. તેઓ શસ્ત્રાર્થ વિદ્યા અને રાજનીતિમાં નિપુણ થયા હતા. આ ત્રણપૈકી ધૃતરાષ્ટ્ર એ જન્મથી જ આંધળો હોવાથી તે બાપની પછી ગાદી મેળવવાને અપાત્ર ઠર્યો. આથી વચલો પુત્ર જે પાંડુ તેને ગાદી મળી.

પાંડુ રાજાને કુંતી અને માદ્રી નામે બે રાણીઓ હતી. કુંતીને ત્રણ પુત્ર

થયા. યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન. અને માદ્રીને બે થયા. નકુલ અને સહદેવ. એ રીતે એકંદર પાંડુરાજાને પાંચ પુત્ર હતા. તેમને પાંડવ કહેતા હતા. પાંડુરાજા જલદી મરણ પામ્યો. તેની નાની રાણી માદ્રી તેની સાથે સતી થઈ. પછી ધૃતરાષ્ટ્ર ગાદીપર બેઠો.

ધૃતરાષ્ટ્રની રાણીનું નામ ગાંધારી હતું. તેને એકસો પુત્ર અને એક પુત્રી એ રીતે એકસો એક છોકરાં થયાં. પુત્રીનું નામ દુઃશીલા. ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવ નામે ઓળખાતા હતા. તે સર્વમાં દુર્યોધન એ મોટો હતો. તે ઘણો પરાક્રમી અને શૂર હતો; પણ સ્વભાવે તે અત્યંત ખરાબ અને દુષ્ટ હતો. બીજાનું સારૂં થયેલું તે જોઇ શકતો નહતો. તેમજ તે હઠીલો અને આપમતલબી હતો. સર્વ સુખ મને જ મળે અને સર્વ સત્તા મારા હાથમાં રહે તો સારૂં એવી

તેની ઇચ્છા હતી. સર્વ રાજ્ય મને મળે અને બાકીના સર્વ મારી આજ્ઞામાં રહે એ જ માત્ર તેની મનોવાંચ્છના હતી! મારો બાપ જ્યેષ્ટ પણ આંધળો હોવાથી તેને ગાદી મળી નહી, અને કાકા પાંડુને મળી, આથી મારો ગાદીનો હક નષ્ટ થયો, હવે તે પાંડવોને મળશે; એવાજ વિચારો હમેશાં તેના મનમાં ચાલતા હતા. આથી તેને જરા પણ ચેન પડતું નહોતું. કોઈ પણ રીતે પાંડવોનો નાશ કરી આપણે આપણું રાજ્ય પાછું લેવું જોઇએ, એવા ઘાતકી વિચારો તેના મગજમાં બાળપણથી જ આવવા લાગ્યા હતા.

ધૃતરાષ્ટ્રનો સર્વથી નાનો ભાઈ વિદુર એક દાસીને પેટે જન્મેલો હતો. તે ઘણો ભલો માણુસ હતો. તે શાણો, ન્યાયી અને ઈશ્વરનો મોટો ભક્ત હતો. તેનું વર્તન સર્વથા નિર્મળ હતું.

# કૈરવ પાંડવની બાલ્યાવસ્થા.

ધૃતરાષ્ટ્રના પુત્ર કૈરવ અને પાંડુના પુત્ર પાંડવ. એમના નાનપણના સર્વ દિવસો એક બીજાના સહવાસમાં જ ગયા. તેઓ નાનપણમાં એક જ સ્થળે વિદ્યા શિખ્યા, રમ્યા, કુદ્યા અને મોટા થયા. તેમના પહેલા ગુરૂ કૃપાચાર્ય હતા. તેમની પાસે પ્રથમ તેઓ શસ્ત્રાસ્ત્ર વિદ્યા શિખ્યા. પછી દ્રોણાચાર્ય ગુરૂ થયા. કૈરવ અને પાંડવ એ સર્વેમાં યુધિષ્ઠિર મોટો હતો. તે સ્વભાવે સંપૂર્ણતઃ શાંત અને સદાચારી હતો. તે કદિ અસત્ય બોલતો નહિ અને કાંઇ પણ પાપ કરતો નહિ. તે ધર્મથી વર્તનારો હોવાથી તેનું બીજું નામ 'ધર્મ' પડયું હતું. ભીમ એ અત્યંત બળવાન્ હતો. પોતાનાં અંગની શક્તિથી સર્વની ખોડ ભૂ-

લાવી દેતો હતો, અને કૈરાવોની તો તે ભારે પજેતી કરતો હતો. તેથી તેની ઉપર તે ઘણા જ ચીડાતા હતા. દુર્યોધન તો તેની ઉપર છેક દાઝે બળતો હતો. પાંડવોમાં ત્રીજો ભાઈ અર્જુન પરમ બુદ્ધિમાન્ તેમજ શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં નિપુણ હતો. શૂરપણામાં તેની બરોબરી કોઈ કરી શકતું નહિ. તેની ગુરૂ અને ઈશ્વર ઉપર અત્યંત ભક્તિ હતી. તે વિદ્યામાં નિપુણ, સ્વભાવે નમ્ર અને આજ્ઞાંકિત હોવાથી તેની ઉપર તેના ગુરૂનો પણ અત્યંત પ્રેમ હતો. શિષ્ય સારો અભ્યાસ કરનારો અંને ગુરૂની આજ્ઞા માન્ય કરનારો હોય તો તે ગુરૂને વિશેષ પ્રિય થઈ પડે છે એ દેખીતું જ છે. અર્જુનમાં સારા ગુણ હોવાથી સર્વત્ર તેની વાહવા થતી. અને તેથી કૌરવો તેનો અત્યંત દ્વેષ કરતા હતા. પાંડવોમાં નાના ભાઈ નકુલ અને સહદેવ પણ

શસ્ત્રાસ્ત્ર વિદ્યામાં પરિપૂર્ણ હતા. આ પાંચે ભાઇઓની પરસ્પર અત્યંત પ્રીતિ હતી. તેઓ સંપ સંપીને રહેતા હતા. નાના ચારે ભાઇઓ મોટા ભાઈ ધર્મની આજ્ઞા માનતા હતા. આ સર્વ પાંડવોના સદ્‌ગુણ જોઈ કૌરવો તેમનો ઘણો દ્વેષ કરતા હતા.

પાંડવોનો કર્ણ નામનો બીજો એક ભાઈ હતો, પણ તે તેમનો ભાઈ છે એમ તે જાણતા નહોતા. તે જન્મતાંની સાથે જ તેની માતાએ તેને નદીમાં નાંખી દીધો હતો. પાછળથી તે અધિરથ નામના એક સારથીને હાથ લાગ્યો. આ સારથીએ તેને પોતાના પુત્રવત્ ઉછેરીને મોટો કર્યો. તેણે કૌરવ પાંડવોની સાથેજ દ્રોણાચાર્યની પાસે શસ્ત્રાસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કર્યો. તે અતિ શૂર હતો. નાનપણમાં તે કૌરવ પાંડવની તકરાર વખતે સદા કૌરવોના પક્ષમાં રહેતો. પાછળથી

દુર્યોધને તેને અંગ દેશનું રાજ્ય આપ્યું, અને તેથી તેણે નિશ્ચય કીધો કે કૌરવનો પક્ષ કદિ પણ છોડવો નહિ. તે નિશ્ચય-અનુસાર અંત પર્યંત તે તેમનાજ પક્ષમાં રહ્યો. તે સ્વભાવે પરમ ઉદાર હતો. અસ્તુ. ભીમ બળની બાબતમાં સર્વના માથાનો હતો એ પૂર્વે જણાવ્યું છે જ. તે કૌરવોને ઘણો જ ત્રાસ આપતો હતો. રમવામાં, દોડવામાં, અને ખાવામાં તે સર્વે કૌરવોને હઠાવી દેતો હતો. કૌરવ આનંદે રમતા હોય અને ગમ્મતમાં હોય ત્યારે એકાએક વચ્ચે ધસી જઇને તેમની રમત ગમતનો ભંગ કરતો અને તે લઢવા લાગે તો જોરથી સર્વની ચોટલી પકડી અને તેમને લાત મારી જમિનપર પાડી ગાઉ ગાઉ સુધી ખેંચી લઇ જતો. પાણીમાં ખેલતી વખત દસ દસ જણાને બગલમાં મારી પાણીમાં ડુબકી મારતો. કૌરવો ઝાડ પર ફળો તોડવા

ચઢે તો તે ઝાડને એટલા જોરથી હલાવતો કે બધા ધડાધડ નીચે પડતા. આવાં આવાં તેનાં કામો કેટલાંક વર્ણવીએ ? આથી કૌરવો દિવસે દિવસે તેનો અતિશય દ્વેષ કરવા લાગ્યા. કારણ કે તેઓ કોઈ પણ પ્રકારે તેની બરોબરી કરી શકતા નહોતા. ગમે તેમ કરીને ભીમનો કાંટો સદાને માટે દૂર કરી નાંખવો જોઇએ, એવા વિચાર દુર્યોધનના મનમાં સતત ઘોળાવા લાગ્યા. એમ થતાં થતાં એક દિવસે તેણે ભીમના ખાવાના અન્નમાં વિષ ઘાલ્યું. અને તે અન્ન ખાઈ ભીમ જ્યારે બેશુધ્ધ થયો, ત્યારે તેણે તેને ઉંચકીને નદીમાં ફેંકી દીધો. પણ "જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે ?" એ વાત અત્રે ખરી પડી. તે નદીને તળીએ પહોંચ્યો ત્યાં તેને અનેક સર્પોએ દંશ દીધા, અને તેઓના દંશથી બધું વિષ ખેંચાઇ જઇ તે શુદ્ધિ-

માં આવી આઠ દિવસે ઘેર પાછો આ-
વ્યો. ત્યાં બનેલી બધી હકીકત તેણે
પોતાના બાંધવોને કહી. દુર્યોધનપર
તેણે આ સમયે સારી રીતે વૈર લીધું
હોત, પણ ધર્મ અને વિદુરના કહેવાથી
તેણે તેને એક વાર ક્ષમા કરી.

## લાખનું ઘર.

પાંડવો પોતાના ગુણ, વિદ્યા અને પરાક્રમથી દિવસે દિવસે સર્વ લોકોને અધિક પ્રિય થવા લાગ્યા. જેના તેના મુખે તેમની જ વાત, એટલે સુધી મંજલ પહોંચી ગઈ. તેમણે પોતાના પરાક્રમથી અનેક રાજાઓ ઉપર સ્વારી કરી તેમને જિતી લીધા. તે કારણથી તેમની કીર્તિ સર્વત્ર પ્રસરી ગઈ. એ જોઇ કૌરવોને જરા પણ ચેન પડતું નહોતું. હવે

આ પાંડવોનું શું કરવું, તેમને આખા ને આખા ખાઈ જવા કે ગળી જવા? એ વિચારમાં તેઓ નિમગ્ન થઈ ગયા. રીત જ છે કે ભલાનું સારૂં થએલું બૂરો માણસ જોઈ શકતો નથી. એટલામાં યુધિષ્ઠિરને ધૃતરાષ્ટ્રે 'યુવરાજ' કર્યો, અર્થાત્ પોતાની પછી તેને ગાદી આપવી એમ ઠરાવ્યું. તે પોતાના ગુણોથી લોકોને ઘણો જ પ્રિય થઈ પડયો. આ જોઇને દુર્યોધનના શરીરમાં આગ આગ ઉઠી રહી. ગાંધાર દેશનો રાજા શકુનિ દુર્યોધનનો મામો થતો હતો. એ સ્વભાવે અત્યંત કપટી અને દુષ્ટ હતો. શકુનિ, કર્ણ, દુર્યોધન અને દુઃશાસને પોતપોતામાં મળી એવો ઠરાવ કર્યો કે, પાંડવોને કોઇ પણ બહાનાથી બહારગામ મોકલી આપવા અને ત્યાં જ તેમનો ઘાત કરી દેવો. અને તે પ્રમાણે કરવા ધૃતરાષ્ટ્રનું મન પણ દુર્યોધને વાળ્યું. વારણાવત નામના ગામમાં

એક મોટી જાત્રા છે, તે જોવા તમે જાઓ એમ ધૃતરાષ્ટ્રે પાંડવોને કહ્યું. તેમણે પણ પરમ ઉત્સાહથી તે વાત કબુલ કરી. આ રીતે ઠરાવ થયો ત્યારે દુર્યોધને પુરોચન નામના એક વિશ્વાસુ કારીગરને આગળથી વારણાવત મોકલી, પાંડવોને રહેવા માટે લાખ, ગંધક વગેરે જ્વાલાગ્રાહી પદાર્થનો એક મહાલય તેની પાસે તૈયાર કરાવ્યો. તેમાં પાંડવો રહેવા જાય કે રાત્રે તે ઘરને ચારે દિશાથી સળગાવી દેવું, કે પાંડવો અંદર ને અંદર ભુંજાઇ જાય એવો તેનો ઉદ્દેશ હતો. પાંડવો વારણાવત જવા નિકળ્યા ત્યારે વિદુરે ગુપ્ત રીતે તેમને સંકટની સૂચના આપી દીધી. એ સૂચના ધ્યાનમાં રાખી તેઓ હમેશાં સાવધ રહેતા. તેઓ નિયમપૂર્વક રોજ શિકારે જતા હોવાથી આસપાસના અરણ્યની તેમને ઉત્તમ માહિતી થઇ. રાત્રે ઘરમાં

તેઓ હમેશાં હથિઆરબંધ રહેતા. વળી પ્રસંગ આવે ત્યારે છૂપી રીતે નાશી જઈ પોતાના પ્રાણ બચાવી શકાય, એટલા માટે તેમણે તે ઘરથી ઠેઠ જંગલ સુધી એક ભોંયરૂં તૈયાર કરી રાખ્યું હતું. આખરે એક દિવસ મધ્ય રાત્રિના સમયે પુરોચન સુતેલો હતો, તેજ ઠેકાણે ઘર સળગાવી દઈ, ચારે બાજુથી તે સળગ્યા પછી ભીમ પોતાના ભાઈ અને માતાને લઇ ભોંયરાના રસ્તે અરણ્યમાં નીકળી ગયો. ઘર સળગેલું જોઇ ગામમાંના લોકો અત્યંત વ્યાકુળ બની ગયા, અને પાંડવો બળી ગયા એમ તેમને લાગ્યું. તેમને આમ લાગવાનું કારણ એ હતું કે, તેજ રાત્રે એક વટેમાર્ગુ બાઈ પોતાના પાંચ પુત્રોને લઈ તે ઘરમાં આવી રહી હતી. તેમનાં બળેલાં પ્રેતોને જોઈ પાંડવ કુંતીસહ

બળી ગયા છે એવી સર્વની માન્યતા થઇ. આથી કૌરવોનાં મનમાં ઘણો આનંદ થયો. તથાપિ બહારથી પાંડવો માટે તેમણે અત્યંત શોક કર્યો. વિદુર માત્ર ખરી હકીકત જાણતો હોવાથી તેને જરા પણ માઠું લાગ્યું નહિ.

## હિડિંબા સાથે થયેલું ભીમનું લગ્ન.

પાંડવ ભયંકર અરણ્યમાંથી જતા હતા એટલામાં કુંતીને ઘણી જ તરસ લાગી, ત્યારે સર્વેને એક ઝાડ નીચે બેસાડી ભીમ પાણીની તપાસ કરવા ગયો. તે થોડા વખતમાં પાણી લઇને પાછો આવ્યો. તે આવ્યો તે સમયે તેના ભાઇ તથા માતા એ સર્વે સુતેલાં હતાં, તેથી તે તેમની ઉઠવાની રાહ જોતો બેઠો.

એટલામાં હિડિંબ નામનો રાક્ષસ ત્યાં આવ્યો. તેની સાથે યુદ્ધ કરી ભીમે તેને ઠાર માર્યો. એ જ રાક્ષસની હિડિંબા નામની એક બહેન હતી. ભીમે તેની સાથે પોતાના ભાઈ તથા માતાની આજ્ઞાથી લગ્ન કીધું. આ હિડિંબાથી તેને એક પુત્ર થયો. તેનું નામ ઘટોત્કચ. એ પણ ભીમના જેવો પરાક્રમી નિપજ્યો.

## બકાસુરનો વધ.

હિડિંબ રાક્ષસનો વધ કર્યા બાદ મત્સ્ય, ત્રિગર્ત, પાંચાલ, કીચક વગેરે દેશોનાં જંગલોમાં પાંડવ ભટકતા હતા, તે સમયે તેમને એક વાર શ્રી વ્યાસનાં દર્શન થયાં. તેમની આજ્ઞાથી તેઓ એકચક્રી નગરીમાં આવી એક બ્રાહ્મણના ઘરમાં મુકામ કરી રહ્યા. તેઓ ભિક્ષાવૃત્તિથી પોતાનો નિર્વાહ કરતા હતા. એ

નગરમાં એક બક નામે રાક્ષસ હતો. તેને ખાવાને રોજ કેટલુંક અન્ન, બે પાડાઓ અને એક માણસ એટલો ખોરાક પહોંચાડવાનું ગામના લોકોએ કબુલ કરેલું હતું. પ્રત્યેક ઘેરથી રોજ વારા ફરતી એ ખોરાક પહોંચાડવાનો હતો. એક દિવસ જે ઘરમાં પાંડવ રહેતા હતા તે ઘર ઉપર આ પાળી આવી. તે પ્રસંગે બલિ તરિકે કોને મોકલવો એ વિષે તે કુટુંબમાં ટંટો શરૂ થયો. દરેક માણસ કહે કે મને બલિ તરિકે મોકલો. છેવટે કુંતીના કહેવાથી ભીમ તે દિવસે અન્ન સામગ્રી લઈ તે રાક્ષસની પાસે ગયો, અને રાક્ષસના દેખતાં જ તે અન્ન પોતે ખાવા લાગ્યો. રાક્ષસે સંતપ્ત થઈ ભીમની પીઠ ખુબ છુંદી. પણ ભીમ તો સ્વસ્થપણે ખાધા જ કરતો હતો. ખાવાનું કામ પૂરું થયા પછી ભીમે રાક્ષસને સહજ મારી નાંખ્યો. બીજે દિવસે તે

રાક્ષસનું ભયંકર પ્રેત જ્યારે ગામ-
લોકોના જોવામાં આવ્યું ત્યારે તેમને
અત્યંત આનંદ થયો.



## દ્રૌપદીસ્વયંવર.



પાંચાલ દેશનો દ્રુપદ નામક રાજા
હતો. તેને એક કન્યા હતી. તેનું નામ
દ્રૌપદી હતું દ્રૌપદીનો સ્વયંવર થવાનો
છે એવા વર્તમાન તેજ અરસામાં શ્રી
વ્યાસે પાંડવોને જણાવ્યા તેમ જ તમે
તે સ્વયંવરમાં જાઓ, એમ પણ તેમ-
ને ફરમાવ્યું. ઘરવાળા બ્રાહ્મણની રજા
લઇ શ્રી વ્યાસ મહારાજની આજ્ઞા
પ્રમાણે પાંડવો કુંતીસહ પાંચાલ તરફ
જવાને નિકળ્યા. રસ્તામાં અંગારપર્ણ
નામના એક ગંધર્વની સાથે અર્જુનને

યુદ્ધ થયું. એ યુદ્ધમાં અર્જુને ગંધર્વનો પરાભવ કીધો, પણ ધર્મની આજ્ઞાથી તેણે તેને જીવતો છોડયો. તેથી ગંધર્વે પ્રસન્ન થઈ અર્જુનને પોતાનું દિવ્ય અસ્ત્ર આપ્યું, અને કહ્યું કે તમે ધૌમ્ય રૂષિને તમારા ગુરૂ કરો. પછી ધૌમ્ય રૂષિના આશ્રમનો રસ્તો તેમને બતાવી તે ચાલ્યો ગયો. પાંડવો તેના કહેવા પ્રમાણે ધૌમ્ય રૂષિને ગુરૂ કરી તેમની સાથે આગળ ગયા, અને પાંચાલમાં જઈ એક કુંભારના ઘરમાં ઉતર્યા. તેમણે બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો હતો અને તેઓ રોજ ભિક્ષા માગી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. સ્વયંવરનો દિવસ આવ્યો ત્યારે ધૌમ્ય રૂષિ પાંડવો સહિત મંડપમાં ગયા. આ સ્વયંવર માટે દુર્યોધનાદિ કૌરવ, કર્ણ, શકુનિ, જયદ્રથ, શિશુપાલ, જરાસંધ વગેરે મોટામોટા પરાક્રમી રાજાઓ આ-

વેલા હતા. તેમ જ બળરામ અને શ્રીકૃષ્ણ એ બન્ને ભાઇઓ પણ દ્વારિકાથી આવેલા હતા.

દ્રૌપદીના બાપે એક ફરતા યંત્રમાં એક ફરતું નિશાન લગાડેલું હતું. તે નિશાન જે પાંચ બાણમાં પાડશે તેને દ્રૌપદી માળા અર્પણ કરશે એવી સરત તેણે રાખેલી હતી. દુર્યોધન, શલ્ય, શિશુપાલ વગેરે અનેક રાજાઓએ નિશાન મારવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેમને સફલતા પ્રાપ્ત થઈ નહિ. એટલામાં કર્ણ આગળ આવ્યો; પણ હું સારથીને વરીશ નહિ, એમ દ્રૌપદીએ જણાવ્યું તેથી તે નિરૂપાય થયો. આખરે બ્રાહ્મણવેષધારી અર્જુન આગળ આવ્યો અને તેણે ધનુષ્ય ચઢાવી તે જ વખતે અચુક નિશાન માર્યું. પછી તરત જ દ્રૌપદીએ તેને વરમાળ પહેરાવી. એક નજીવા બ્રાહ્મણના હાથથી

પોતાની પ્રજેતી થયેલી જોઈ એકત્ર થયેલા સર્વ રાજાઓ અત્યંત વ્યાકુલ થઈને કોલાહલ કરવા લાગ્યા. પણ ભીમ તથા અર્જુન એ ઉભય જણાએ મળી સર્વેના સમાચાર લીધા. તેમની આગળ કોઈનું કંઈપણ ચાલ્યું નહિ. પછી ઉતારે જઇ અર્જુને બહારથી જ કુંતીને કહ્યું કે 'માડી ! આ જો અમે ભિક્ષા લાવ્યા છીએ.' ત્યારે માતાએ જોયા વિના અંદરથીજ ઉત્તર દીધો કે;- 'પાંચે જણા વહેંચી લ્યો.' અંતે માતાના શબ્દોનું પાલન કરવાને માટે તે પાંચે જણે દ્રૌપદી સાથે લગ્ન કરવાનો ઠરાવ કર્યો, અને શ્રી વ્યાસજીના કહેવાથી દ્રુપદ રાજાએ પણ તે વાત માન્ય કરી. પછી પાંચે પાંડવો સાથે દ્રૌપદીનું યથાવિધિ લગ્ન થયું.



# પાંડવોનું હસ્તિનાપુરમાં પાછું આવવું.



આપણા ધારવા પ્રમાણે પાંડવો બળી ગયા નથી પરંતુ હજી જીવતા છે, એમ કૌરવોને માલમ પડતાં જ તેમને પુનઃ ચિંતા થવા લાગી. પાંડવો સાથે ઉઘાડી રીતે યુદ્ધ કરી તેમને મારી નાંખવાનો ઠરાવ કર્ણ, શકુનિ અને દુર્યોધને પોતપોતામાં કર્યો અને દુર્યોધને તેમ કરવાની પરવાનગી ધૃતરાષ્ટ્રની પાસે માગી. ધૃતરાષ્ટ્રે આ પ્રસંગે શું કરવું એવો પ્રશ્ન ભીષ્મ, દ્રોણ અને વિદુરને પૂછ્યો. તે ત્રણે જણાએ પુખ્ત વિચાર કરી તેને સલાહ આપી કે, પાંડવોને અર્ધું રાજ્ય આપી આ ટંટો સદાને

માટે મટાડવો જોઇએ. અને ધૃતરાષ્ટ્રને પણ તે સલાહ પસંદ પડી. પછી તેણે પાંડવોને બોલાવી લાવવાને માટે વિદુરને દ્રુપદ રાજાને ત્યાં મોકલ્યો. કુંતી અને દ્રૌપદી સાથે પાંડવોને વિદુર મોટા ઠાઠમાઠથી હસ્તિનાપુરમાં (કૌરવોની રાજધાનીમાં) લાવ્યો. તેમને જોઇને સર્વ પ્રજાજનોને પરમ આનંદ થયો. પછી ધૃતરાષ્ટ્રે પોતાના પૂર્વ નિશ્ચય અનુસાર અર્ધું રાજ્ય પાંડવોને આપ્યું. પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં પોતાની રાજધાની કરી.

## અર્જુનની તીર્થયાત્રા.

દ્રૌપદી પાંચે પાંડવોની પત્ની થઈ. પાછળથી નારદની સૂચનાથી તેમણે એવો ઠરાવ કર્યો કે, પાંચ જણ પૈકી

કોઈ પણ એક જણુ તેની પાસે હોય તે વખતે બીજા કોઈએ પણુ ત્યાં જવું નહિ, અને જો કોઈ ભૂલે ચૂકે ત્યાં જાય તો તેણે ઘરબાર છોડી બાર માસ સુધી તીર્થયાત્રા કરતા ફરવું. એક દિવસ એવો બનાવ બન્યો કે, એક બ્રાહ્મણ "દોડો! દોડો! ચોર મારી ગાય ચોરી લઇ જાય છે" એવી બૂમ પાડતો રાજમહેલમાં આવ્યો. અર્જુને તેને ધીરજ આપી અને પોતાનાં શસ્ત્રાસ્ત્રો લેવાને માટે તે ઓરડામાં ગયો. તેમાં ધર્મ અને દ્રૌપદી એકાંતમાં હતાં. અર્જુને પોતાના શસ્ત્રાસ્ત્રો લીધાં અને બ્રાહ્મણની ગાયો છોડાવી. પછી પોતાના હાથથી નિયમનું ઉલ્લંઘન કરવાનું જે પાતક બન્યું તે માટે તે ઠરાવ પ્રમાણે તીર્થયાત્રા કરવા નીકળી ગયો. પોતાની ઉપર દુઃખ વેઠવાનો પ્રસંગ આવે તો પણ તે વેઠીને

અન્યનાં દુઃખ ઓછાં કરવાને જે પ્રયત્ન કરે છે તે જ મહાત્મા છે. આવું જ મહાન્‌પણાનું આચરણ આ પ્રસંગે અર્જુને કર્યું. અસ્તુ. અનેક દેશો અને તીર્થોમાં ભ્રમણ કરતો કરતો તે ગંગાદ્વાર આવી પહોંચ્યો. ત્યાં નાગરાજની કન્યા ઉલુપી સાથે તેણે લગ્ન કર્યું. ત્યાંથી તે મણિપુર ગયો. ત્યાં રાજકન્યા ચિત્રાંગદાની સાથે તેણે લગ્ન કર્યું. આ ચિત્રાંગદાથી તેને બભ્રુવાહન નામનો એક પુત્ર થયો. ત્યાંથી ગોકર્ણ વગેરે તીર્થો જોતો જોતો તે પ્રભાસમાં આવ્યો. ત્યાં શ્રીકૃષ્ણની અને અર્જુનની ભેટ થઈ. શ્રીકૃષ્ણ તેને દ્વારિકા લેઈ ગયા. શ્રીકૃષ્ણને સુભદ્રા નામની એક બહેન હતી. તે દુર્યોધનને આપવાનો બળરામનો વિચાર હતો. પણ સુભદ્રાનો વિચાર અર્જુન સાથે જ વરવાનો હતો. છેવટે શ્રીકૃષ્ણે

મહા યુક્તિથી આ જ સમયે સુભદ્રા સાથે અર્જુનનું લગ્ન કરાવી દીધું. પછી અર્જુને બાકીના દિવસો પુષ્કર વગેરે તીર્થો કરવામાં કાઢ્યા. અને બાર મહિના પૂરા થયા બાદ સુભદ્રાને લઇને તે ઇંદ્રપ્રસ્થ આવ્યો. સુભદ્રાને એક પુત્ર થયો, તેનું નામ અભિમન્યુ હતું. અભિમન્યુ પણ બાપનો જેવો જ પરાક્રમી હતો. દ્રોપદીને પણ દરેક પાંડવથી એક એક એ પ્રમાણે પાંચ પુત્ર થયા.

## અર્જુનને થયેલી ગાંડીવ ધનુષ્‌ની પ્રાપ્તિ.

એ જ અરસામાં પાંડવોને મળવા માટે શ્રીકૃષ્ણ ઇંદ્રપ્રસ્થ આવ્યા. એક પ્રસંગે શ્રીકૃષ્ણ અને અર્જુન નદી

કિનારે શિકાર કરતા હતા તે વખતે અગ્નિ બ્રાહ્મણના વેષે તેમની પાસે આવ્યો, અને તેણે ખાંડવ વન ખાવા માટે માગ્યું. તે બન્ને જણાએ અગ્નિને ઓળખી લઈ ખાંડવ વન તેને ખાવા આપી તૃપ્ત કર્યો. તેથી અગ્નિએ ખુશ થઈ આ ઉપકારના બદલામાં એક અક્ષય ભાથો, ( જેમાંથી બાણો કદિ-પણ ખૂટે નહિ એવો ભાથો ) ગાંડીવ નામનું એક ઉત્કૃષ્ટ ધનુષ્, અને દિવ્ય ઘોડાસહિતનો કપિધ્વજ રથ; એ પ્રમાણે ત્રણ વસ્તુઓ અર્જુનને બક્ષિસ આપી અને સુદર્શન નામનું ચક્ર શ્રીકૃષ્ણને અર્પણ કર્યું.



# ૨ સભા પર્વ.



## મયસભા.



મય નામે એક રાક્ષસ હતો. ખાંડવ વન ખાવાને અર્જુને જ્યારે અગ્નિને કહ્યું, ત્યારે તેણે મયના પ્રાણ બચાવ્યા હતા. અર્જુનના આ ઉપકારનો કાંઇ-પણ બદલો મારે વાળવો જોઇએ એવો વિચાર તેના મનમાં આવવાથી 'આ-પની સેવા કરવાની મારી ઇચ્છા છે, તે આપ પૂરી કરો' એમ તેણે અર્જુ-નને જણાવ્યું. અર્જુને તેને કહ્યું કે 'શ્રીકૃષ્ણ તને કહે તે કામ કર, તેથી મને સંતોષ થશે.' મય એક ઉત્તમ

કારીગર હતો. આ ગુણને ધ્યાનમાં લઇ તેને શોભે એવું જ કામ શ્રીકૃષ્ણે તેને સોંપ્યું. યુધિષ્ઠિરને માટે એક સભાગૃહ તૈયાર કરવાનું તેણે તેને ફરમાવ્યું, અને મયે પણ તે કહેવું માન્ય કર્યું. સભાગૃહને માટે જોઇતી સામગ્રી કૈલાસ પર્વતના ઉત્તર ભાગમાં છે, એમ તેને માહિત હોવાથી તે તેને લાવવા માટે તરત જ તે તરફ ગયો. અનેક પ્રકારના, મૂલ્યવાન પથ્થર, જવાહીર, એક ઉત્તમ ગદા, દેવદત્ત નામનો એક શંખ, એવી જણસો તે ત્યાંથી લાવ્યો. તેણે ગદા ભીમને અને શંખ અર્જુનને આપ્યો તથા જવાહીર રત્નો વગેરે પદાર્થોનો તેણે સભામંદિરમાં ઉપયોગ કર્યો. એ ગૃહ ઘણું જ શોભાયમાન હતું. તેને 'મયસભા' કહેતા હતા.



# રાજસૂય યજ્ઞ.



મયસભા તૈયાર થયા બાદ થોડા કાળે નારદમુનિ પાંડવોને મળવા આવ્યા. સ્વર્ગમાંથી પાંડુરાજાએ તેમની સાથે યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરવા માટે સંદેશો મોકલ્યો હતો. યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ તથા બીજા જ્ઞાનવંત લોકોની સલાહ લઇ આ સંદેશા પ્રમાણે યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. પણ જરાસંધ ઘણો જ ફાટી ગયો છે, તેને પહેલાં મારી નાંખવો ને પછી યજ્ઞનો આરંભ કરવો; એવી સલાહ શ્રીકૃષ્ણે આપી. જરાસંધ એ મગધ દેશનો રાજા હતો ને તે પ્રબળ થઈ ગર્વથી બહુ ફુલી ગયો હતો. તેણે છ્યાશી રાજાઓને બંદીખાનામાં નાંખેલા હતા. અને બં-

દીવાન રાજાઓની સંખ્યા એકસો થાય એટલે તે એક યજ્ઞ કરી તે સર્વનું બલિદાન આપવાનો હતો. માટે તેને મારી નાંખ્યા શિવાય યજ્ઞ સુરક્ષિતપણે પાર પડવાનો સંભવ નહોતો. તેથી તેને મારી નાંખી ચારે દિશાના રાજાઓને જિતીને પછી યજ્ઞારંભ કરવો એમ સઘળાએ ઠરાવ્યું. ઠરાવ થયા પ્રમાણે શ્રીકૃષ્ણ, ભીમ અને અર્જુન એ ત્રણે જણ વેષ બદલી જરાસંધની પાસે ગયા. આખરે ભીમે તેની સાથે યુદ્ધ કરી, તેને ઠાર કરી તેના પુત્ર સહદેવને તેની ગાદીપર બેસાડયો. પછી તેમણે સર્વ રાજાઓને કેદમાંથી છોડાવ્યા. 'યજ્ઞમાં અમે બધા મદદ કરીશું.' એવાં વચનો તેમની પાસે લીધાં અને અગણિત સંપત્તિ લઇ તેઓ ઇંદ્રપ્રસ્થ પાછા આવ્યા. પછી ભીમ, અર્જુન, નકુલ અને સહદેવ એ ચારે ભાઇઓ

યુધિષ્ઠિરની આજ્ઞા લઇ સૈન્ય સાથે ચારે દિશાના રાજાઓને જિતવાને બહાર પડયા. ચાર જણ ચાર દિશા તરફ ગયા. યુધિષ્ઠિર રાજ્યની વ્યવસ્થા રાખવાને માટે ઘેર જ રહ્યા. ચારે જણ સર્વ રાજાઓને જિતી ઘણું દ્રવ્ય લઇ પાછા આવ્યા.

તે પછી યુધિષ્ટિર પોતાના ભાઇઓ સાથે યજ્ઞની તૈયારી કરવા લાગ્યા. થોડા જ વખતમાં સર્વ તૈયારી થઇ ગઇ. વિદ્વાન્ બ્રાહ્મણો, રાજાઓ, મુખ્ય મુખ્ય વૈશ્યો અને શૂદ્રોને આમંત્રણ કરવાને સહદેવે જ્યાં ત્યાં દૂતો રવાના કર્યા. ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર, વિદુર વગેરે સગાઓને આમંત્રણ કરવાને નકુલ પોતે ગયો. જેમને જેમને આમંત્રણ કરવામાં આવ્યું હતું તે પ્રાયઃ સર્વ લોકો આવ્યા. યજ્ઞનું એક એક કામ એક એક માણસને સોંપવામાં

આવ્યું. સર્વના ખાનપાનની વ્યવસ્થા દુઃશાસનને, બ્રાહ્મણોનો સત્કાર કરવાનું કામ અશ્વત્થામાને, રાજાઓનો મરતબો રાખવાનું કામ સંજયને, બ્રાહ્મણોને દક્ષિણા વહેંચવાનું કામ કૃપાચાર્યને, નજરાણાં લેવાનું દુર્યોધનને, સર્વ ખર્ચનું કામ વિદુરને, એ મુજબ કોઇને કંઈ તો કોઇને કંઈ એમ કામ વહેંચી આપ્યાં હતાં. બ્રાહ્મણોના પગ ધોવાનું કામ શ્રીકૃષ્ણે ઉંચકી લીધું હતું, અને સર્વ ન્યૂનાધિકતા તપાસવાનું કામ ભીષ્મ અને દ્રોણ કરતા હતા. આ રીતે યજ્ઞની સમાપ્તિ થઇ. બ્રાહ્મણો તૃપ્ત થયા. શેષ સર્વને પણ આનંદ થયો. પરંતુ એવામાં રંગમાં જરા ભંગ કરનારી એક ઘટના બની. યજ્ઞની પરિસમાપ્તિ થતાં ભેગા થએલા માણસોના માનપાનની શરૂઆત થઇ, ત્યારે પૂજાનું પ્રથમ માન

કોને આપવું ? એ પ્રશ્ન ઉભો થયો. ભીષ્મની સલાહથી પહેલું માન શ્રી કૃષ્ણને આપવાનું ઠર્યું. અને તે વિચાર ફક્ત શિશુપાલ શિવાય સર્વને પસંદ પણ પડયો. ઠરાવ થયા પ્રમાણે શ્રીકૃષ્ણની સંભાવના પ્રથમ થઇ. શિશુપાલને તેથી અત્યંત માઠું લાગ્યું. પોતાનું ભારે અપમાન થયું છે એમ તેને લાગ્યું. આથી તે સંતપ્ત થઇ, ચિડાઇને ટંટો કરવા લાગ્યો. ભીષ્મ, યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ ઉપર તેણે ફાવે તેવાં કુવચનોનો વર્ષાદ વરસાવ્યો. ઘણા માણસોએ તેને સમજાવવાનો પ્રયત્ન કીધો પણ તે કોઇનું માને નહિ. ત્યારે શ્રીકૃષ્ણને તેનો વિચાર કરવો પડયો. ખરૂં જોતાં શિશુપાલ એ શ્રી કૃષ્ણની ફોઇનો છોકરો હતો. તેણે આ અગાઉ શ્રીકૃષ્ણના ઘણા અપરાધો કરેલા હતા, પણ શ્રીકૃષ્ણે પોતાની

ફોઇને વચન આપ્યું કે તારા પુત્રના એકસો અપરાધ હું ક્ષમા કરીશ. તેથી સો અપરાધ પૂરા થતાં સુધી શ્રીકૃષ્ણ કાંઈ પણ બોલ્યા નહિ. મેં એના આટલા બધા અપરાધો ક્ષમા કર્યા, તો પણ એની દુષ્ટ ખોડ અદ્યાપિ જતી નથી એમ જોઇ, અને મારી ફોઇને આપેલા વચનમાંથી હું છૂટો થયો છું એવો વિચાર કરી, શ્રીકૃષ્ણે સુદર્શન ચક્ર શિશુપાલપર છોડયું. તે ચક્રથી તેનું શિર ઉડી ગયું. પછી તેના પુત્રને શ્રીકૃષ્ણે તેની ગાદી ઉપર બેસાડયો. હવે યજ્ઞની ઇતિશ્રી થઈ. યજ્ઞમાં ભેગા થયેલા રાજાઓ પોતપોતાના દેશમાં પાછા ગયા. આ યજ્ઞ પૂરો થવાથી યુધિષ્ઠિર સાર્વભૌમ રાજા થયો, અને સુખપૂર્વક પોતાનું રાજ્ય કરવા લાગ્યો. પણ 'થોડા જ વખતમાં તમારામાં કલહ ઉત્પન્ન થઈ તેનું પરિણામ માઠું

આવશે ' એમ શ્રીવ્યાસે તેને કહેવાથી તેનું મન ઉદ્દાસ થઈ ગયું.



## દુર્યોધનનો દ્વેષ.



મયાએ જે સભામંદિર બાંધેલું હતું તે ખરેખર જ અદ્‌ભુત હતું. તેમાંના સઘળા દેખાવ દૃષ્ટિને ભ્રમમાં નાંખનારા હતા. રાજસૂય યજ્ઞ પૂરો થયા પછી દુર્યોધન શકુનિસહ મયસભાનો ઠાઠ જોતો જોતો આમતેમ ફરતો હતો તે વખતે, કોઈ ઠેકાણે પાણી છે એમ સમજી કપડાં ઉંચકીને સંભાળપૂર્વક ચાલવા લાગતો તો કોઈ સ્થળે તે ધડદઇને અથડાઇ પડતો. વળી કોઈ સ્થળે તે જમિન છે એમ સમજી, નિડર બની ચાલવા જતાં પાણીમાં પડી કપડાં

પલાળી નાંખતો. દરવાજો સમજી તે અંદર પ્રવેશ કરવા જતો તો, ભીંત સાથે તેનું કપાળ અથડાઇ તેમાં ઢીમણું થતું. તે સભાગ્રહમાં જ્યાં ત્યાં તેની ફજેતી થઈ. 'ફજેતીના દુઃખ કરતાં પોતાની ફજેતી બીજું કોઈ જુએ તો તેથી માણસને અધિક દુઃખ થાય છે.' તેમ જ દુર્યોધનને થયું. તેની જ્યાં જ્યાં ફજેતી થતી ત્યાં ત્યાં ભીમ, દ્રૌપદી, અને પાંડવોના નોકર ચાકર વગેરે તેને હસતા હતા. પ્રથમથી જ પાંડવોના આ વૈભવ જોઇને દુર્યોધન દ્વેષથી ઉન્મત્ત બની ગયો હતો. પછી શું પૂછવું ? તે છેક ચિડાઇ ગયો અને બધાનો બદલો વાળવાનો નિશ્ચય કરી તે હસ્તિનાપુર આવ્યો. પણ તેને બીજું કાંઈ સુઝે નહી. તે મુઝાવા લાગ્યો. કારણ કે, કોઈ પણ સરળ રીતે પાંડવોને જિતી શકીશ એમ તેને લાગ્યું નહી.

છેવટે કપટ રીતે પાંડવોના વૈભવ હરણ કરવાનો વિચાર શકુનિની સલાહથી ઠરાવ્યો. શકુનિ દ્યૂત ખેલવામાં નિપુણ હતો, તેથી ધર્મરાજને દ્યૂત ખેલવામાં ફસાવવો એમ નિશ્ચય કર્યો. યુધિષ્ઠિર ખરો ક્ષત્રિય હોવાથી તેને દ્યૂત રમવા બોલાવીશું તો તે ના પાડશે નહિ એમ તેમની ખાત્રી હતી. આ હકીકત ધૃતરાષ્ટ્રના કાનપર નાંખી, પણ તે તેને પસંદ પડી નહી. ' મત્સરથી માણસને કોઈ દિવસે સુખ થતું નથી; ઉલટો તેમાં તેનો નાશ થાય છે. બળવાન્‌થી લઢવામાં સાર નથી. વેરથી કદી કોઇનું કલ્યાણ થતું નથી.' એવી રીતે અનેક પ્રકારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ઉપદેશ કર્યો; પણ તેણે હઠ છોડી નહી. ' વિનાશ કાળે વિપરીત બુદ્ધિ ' એ કહેવત મુજબ તેનું થયું. છેવટે કાંઈ ઉપાય ચાલતો નથી જાણી, ધૃત-

રાષ્ટ્રે દ્યૂત માટે પોતાની સંમતિ આપી; અને પાંડવોને લાવવા વિદુરને ઈંદ્રપ્રસ્થ મોકલ્યો.



## દ્યૂત.



દ્યૂત રમવાને કોઈ બોલાવે તો પાછા હઠવું નહિ, એવો યુધિષ્ઠરનો નિયમ હોવાથી તે પોતાના સર્વ બંધુ-સ્વજનો સહિત હસ્તિનાપુર આવ્યો. ત્યાંની સભામાં દ્યૂત રમવાની શરૂઆત થઈ. પ્રત્યેક દાવ યુધિષ્ઠિર હારવા લાગ્યો. રાજ્ય, દાસ, દાસી, બંધુ, તે પોતે, એ સર્વ વસ્તુઓ તેણે દાવમાં મૂકીને ગુમાવી. અંતે તેણે દ્રૌપદીને દાવમાં મૂકી અને તેદાવ પણ તે હારી ગયો.

આ ઘટના જોઈ સજ્જનોનાં મુખમાંથી "ધિક્કાર ! ધિક્કાર !" એવા શબ્દો આપોઆપ બહાર પડયા. ભીષ્મ, દ્રોણાચાર્યે અને કૃપાચાર્યનાં શરીરમાં ખૂબ પ્રસ્વેદ છૂટયો. અને વિદુરે લજ્જાથી મસ્તક નીચું ઘાલ્યું. અસ્તુ.

પરંતુ કૌરવોના આનંદનો પાર રહ્યો નહિ. આનંદોન્મત્ત બની તેમણે ભર સભામાં દ્રૌપદીની લજ્જા લઈ, પાંડવોને દુઃખપર ડાગ દેવાનો નિશ્ચય કર્યો. અને આ નિશ્ચય અનુસાર દુર્યો-ધને દ્રૌપદીને સભામાં ખેંચી આણ-વાને માટે એક દૂત મોકલ્યો. પરંતુ દ્રૈપદીએ તેને કાંઈક કારણ બતાવી પાછો મોકલ્યો. ત્યારે દુર્યોધને દુઃશા-સનને આજ્ઞા કરી કે, તું જાતે જઇને તેને ખેંચી લાવ. આ આજ્ઞાનુસાર દુઃશાસન તેને પકડી લાવવાને માટે ગયો, પરંતુ તે આવવાને આનાકાની

કરવા લાગી. ત્યારે તેના કેશ પકડી તે દુષ્ટ તેને ઘસડતો ઘસડતો સભામાં લાવ્યો. તે સમયે તેના અંગપર માત્ર એક જ વસ્ત્ર હતું. સભામાં આવ્યા પછી દ્રૌપદીએ પોતાના પતિ તરફ એક વાર ક્રોધ અને લજ્જાની દૃષ્ટિથી જોયું. તેની તે વખતની દીન મુદ્રા જોઈ પાંડવોને દુઃખાતિશયથી એમ લાગ્યું કે, આ વખતે કોઈ અમારાં કાળજાં ચીરી નાંખે તો સારૂં ! એવામાં દુર્યોધન બોલ્યો કે;—" આ દાસ પાંડવો અને આ દાસી દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચી કાઢ " તેના આ શબ્દો સાંભળતાં જ પાંડવોએ પોતાનાં વસ્ત્રો કાઢીને ફેંકી દીધાં અને તેઓ ઉઘાડા બેઠા. અને દુઃશાસન સાધ્વી દ્રૌપદીનું વસ્ત્ર ખેંચવા લાગ્યો. દ્રૌપદીએ પોકાર કર્યો ! પરંતુ કોઈપણ તેની રક્ષા કરવાને માટે બહાર પડયું નહિ. અંતે તેણે શ્રીકૃ-



દુઃશાસન દ્રૌપદીનું વસ્ત્ર ખેંચવા લાગ્યો! [ પૃ. ૫૪.

ષ્ણુને પ્રાર્થના કરી કે, " હે કૃષ્ણ ! આ સમયે તું તો દોડી આવી મારી લાજ રાખ." દ્રૌપદીનો પોકાર સાંભળી પાંડવોને મરણપ્રાય દુઃખ થયું. પરંતુ તે બિચારા કરી શું શકે ? તે સ્વતઃ જ દાસ બની બેઠાથી તેમનો કાંઈ ઉપાય ચાલે એમ હતું નહિ. આ ભયંકર ઘટના જોઈ રાજ્યપર કાંઇપણ આપત્તિ આવવાની એમ સમસ્ત વિચારવંત લોકોને નિશ્ચયપૂર્વક લાગ્યું. અસ્તુ. શ્રીકૃષ્ણે ગુપ્ત રીતે દ્રૌપદીને વસ્ત્રો પૂરાં પાડ્યાં. તેનું શરીર સભામાં ઉઘાડું થાય નહિ એવી જ્યાં શ્રીકૃષ્ણે વ્યવસ્થા કરી, ત્યાં દુઃશાસન બિચારો કેટલાં વસ્ત્રો કાઢી શકે ? અંતે તે લજ્જિત થઇને ઉભો રહ્યો. એટલામાં હોમગ્રહમાં કોલ્લાં બરાડવા લાગ્યાં અને ગધેડાંઓએ તેમને ઉત્તર આપ્યો. આ દુશ્ચિન્હ જોઇ ધૃતરાષ્ટ્ર

ગભરાઇને દ્રૌપદી પ્રત્યે બોલ્યો;—"તારા પર હું પ્રસન્ન થયો છું. તને ફાવે તે ત્રણ વર તું માગ." દ્રૌપદીએ એક વરથી યુધિષ્ઠિરની મુક્તિ કરવી, બીજા વરથી શેષ પાંડવોને છોડાવ્યા અને "ત્રીજો વર માગ" એમ જ્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, "ક્ષત્રિયને ત્રીજો વર માગવો ઉચિત નથી. પાંડવોની મુક્તિ થઈ એટલું મારે માટે પૂરતું છે, તેઓ પરાક્રમી છે. મુક્તિ મળ્યા પછી ફાવે તે પ્રાપ્ત કરવાનું સામર્થ્ય તેમનાં અંગમાં છે. માટે હું ત્રીજો વર માગતી નથી." પછી ધૃતરાષ્ટ્રે સર્વને દાસપણામાંથી મુક્ત કર્યા. અને તેઓ પોતાની રાજધાની તરફ પાછા જવા લાગ્યા. પોતાની સઘળી યોજના ધૂળમાં મળી ગયેલી જોઈ, દુર્યોધનને પુનઃ વ્યાકુલતા ઉત્પન્ન થઇ. કર્ણ અને શકુનિની સલાહથી તેણે યુધષ્ઠિરને પુનઃ દ્યૂત રમવા

બોલાવવાનો નિશ્ચય કર્યો, અને ધૃતરાષ્ટ્રની પાસે તેમ કરવાની પરવાનગી માગી. વળી તેણે ધૃતરાષ્ટ્રને એમ પણ કહ્યું કે, “ આ વખત અમે એવી સરત કરનાર છીએ કે, દાવમાં જે હારે તેણે બાર વર્ષપર્યંત વનવાસ ભોગવવો અને એક વર્ષ સુધી આપણી જ કક્ષાના મનુષ્યને ત્યાં રહી અજ્ઞાતવાસ ભોગવવો; અને આ અજ્ઞાતવાસમાં જો તે પકડાઈ જાય તો, તેણે પુનઃ બાર વર્ષ પર્યંત વનવાસ ભોગવવો. ” આ સાંભળી ધૃતરાષ્ટ્રે પુનઃ દ્યૂત ખેલવાની પરવાનગી આપી. યુધિષ્ઠિર આવ્યો અને પુનઃ ખેલ શરૂ થયો. શકુનિ આ વખતે પણ દાવ જિત્યો. બસ ખલાસ. દ્રૌપદીસહિત સર્વ પાંડવોપર વનવાસ જવાનો પ્રસંગ આવ્યો. પછી તેઓ પોતાની માતા કુંતિ અને વિદુરની આજ્ઞા લઇ, પોતાના અંગપરના અલંકાર અને

ઉંચાં વસ્ત્રો કાઢી નાંખી વનમાં જવાને નીકળ્યા.

નહિ કહેવા યોગ્ય શબ્દો દ્રૌપદીને કહીને દુઃશાસને જ્યારે તેના વસ્ત્રને હસ્તસ્પર્શ કર્યો, ત્યારે ભીમે એવી પ્રતિજ્ઞા કરી હતી કે;–" જો હું આ પાપી કુલકલંક અને દુષ્ટનું હૃદય ચીરીને એના રક્તનું પાન ન કરૂં તો મને નરકની પ્રાપ્તિ થજો." તેમ જ તેણે પોતાની ગદાથી દુર્યોધનની જંઘા તોડી નાંખવાનો પણ નિશ્ચય કર્યો હતો. જે વખત ભીમે આ પ્રતિજ્ઞા કરી તે જ વખતે અર્જુને કર્ણને, સહદેવે શકુનિને, અને નકુલે બાકીના કેટલાક કૌરવોને મારી નાંખવાની પ્રતિજ્ઞા કરી હતી.



# ૩ વન પર્વ.



પાંડવો જ્યારે વનમાં જવાને નીકળ્યા, તે સમયે તેમના રાજ્યના પુષ્કળ લોકો તેમની પાછળ જવાને તૈયાર થયા. કારણ કે દુષ્ટ કૌરવોના રાજ્યમાં રહેવા કરતાં ધર્મથી ચાલનારા પાંડવોની સાથે વનમાં રહેવું સારૂં; એમ તેમને લાગ્યું. પરંતુ તમે આ રાજ્યમાં રહેશો તો જ મને અધિક સંતોષ થશે. એમ જ્યારે યુધિષ્ઠિરે તેમને કહ્યું ત્યારે ઘણા લોકો પાછા ફર્યા. તોપણ કેટલાક બ્રાહ્મણો પાછા ફરવાને સંમત થયા નહિ. તેમણે સ્પષ્ટ કહી દીધું કે, અમે આપને છોડીને જવાના નથી. હવે યુધષ્ઠિર નિરુપાય થયો. પરંતુ

અરણ્યમાં જ્યાં પોતાનું જ પેટ ભરવાની પંચાતી, ત્યાં બ્રાહ્મણોને ખાવાને શું આપવું ? એ તેને મહા ચિંતાનો વિષય થઇ પડ્યો. અંતે તેણે ધૌમ્ય ઋષિને આનો ઉપાય પૂછ્યો. ધૌમ્ય ઋષિએ તેને એવી સૂચના કરી કે;–"તું સૂર્યની પ્રાર્થના કર, એટલે તે તારી આ ચિંતા નિવૃત્ત કરશે." આ સૂચના અનુસાર તેણે સૂર્યને પ્રસન્ન કરવાને તપ કર્યું. સૂર્યે આથી સંતુષ્ટ થઈ તેને દર્શન આપ્યું અને તેને એક તાંબાની સ્થાલી (થાળી) અર્પણ કરી. તે બોલ્યો;- " જ્યાં સુધી રાંધેલું અન્ન દ્રૌપદી આ થાળીમાં પીરસશે ત્યાં સુધી તે કદિ પણ ઘટશે નહિ." આથી યુધિષ્ઠિરની એક મોટી ચિંતા દૂર થઇ. સર્વની પાછળ દ્રૌપદી જમતી એટલે તે સ્થાલી ખાલી થઈ જતી. ત્યાર પછી પાંડવો કામ્યક નામના વનમાં આવીને રહ્યા.

આ કામ્યક વનમાં કિર્મીર નામનો એક મોટો રાક્ષસ રહેતો હતો. તે બકનો બંધુ અને હિડિંબનો મિત્ર હતો. પાંડવ આ વનમાં આવીને રહ્યા તે દરમ્યાન, તે પોતાના બંધુ અને મિત્રના વધનો બદલો લેવાને માટે ભીમની ઉપર ચઢી આવ્યો. ઘણીવાર સુધી ઉભય વચ્ચે ભયંકર યુદ્ધ થયું. અંતે ભીમે તેને જમિનપર પછાડીને તેના પ્રાણ લીધા.

પાંડવોને મેં વનમાં મોકલ્યા એટલા માટે, પ્રજા મારાપર ક્રુદ્ધ થશે એવી ધૃતરાષ્ટ્રને ધાસ્તી લાગી. પછી તેણે વિદુરને પ્રશ્ન કર્યો કે;–"પ્રજાની અમારાપર ભક્તિ બેસે એટલા માટે અમારે શું ઉપાય કરવો ?" ત્યારે વિદુરે સાચેસાચો ઉત્તર આપ્યો કે;–"દુર્યોધનને કારાગૃહમાં નાંખી, યુધિષ્ઠિરને વનમાંથી પાછો બોલાવી તેને રાજ્ય

આપવું." પરંતુ જે સત્ય હોય છે તે સદા મનુષ્યને કટુ લાગે છે. અને આ નિયમાનુસાર વિદુરનો આ ઉત્તર ધૃતરાષ્ટ્રને કટુજ લાગ્યો. તેણે વિદુરપર ક્રુદ્ધ થઈને ઘણાં કટુ વચનો કહ્યાં. સાથે સાથે તેણે એમ પણ કહ્યું કે;–"તું તારા વ્હાલા પાંડવોની પાસે જા." આ સાંભળી વિદુર એક શબ્દ પણ બોલ્યા-વિના હસ્તિનાપુરનો ત્યાગ કરી પાંડ-વોની પાસે ગયો. પરંતુ ધૃતરાષ્ટ્રને લાગ્યું કે, જો વિદુર સમાન શાણો માણસ પાંડવોને મળશે તો તેમનો વૈભવ વૃદ્ધિંગત થશે. એ ઠીક નથી, એમ ધારી તેણે 'તારા ગયા પછી મને બરાબર નિદ્રા પણ આવતી નથી' એવો જુઠો સંદેશો વિદુરપર મોકલી તેને પાછો બોલાવી મંગાવ્યો. આ તરફ કર્ણ, શકુનિ, દુર્યોધન અને દુઃશાસન એમણે વનમાં જઈ પાંડવોને

મારી નાંખવાનો ઠરાવ કર્યો. અને તે ઠરાવ પ્રમાણે તેઓ વનમાં જવાને નીકળ્યા. પરંતુ શ્રી વ્યાસે પોતાના અંતર્જ્ઞાનથી તેમનો આ નિશ્ચય જાણી લીધો. પછી તેઓ માર્ગમાંજ તેમને મળ્યા અને "આવો દુષ્ટ વિચાર તમે છોડી દો, આવા વિચારથી તમારો પોતાનોજ નાશ થશે" એમ કહી તેમને પાછા ફેરવ્યા. એટલામાં વનમાં પાંડવની સ્થિતિ જોઇ અને તેમનાં મુખથી સર્વ હકિકત સાંભળી, મૈત્રેય ઋષિ ધૃતરાષ્ટ્રની પાસે આવ્યા. અને કૌરવોની દુષ્ટતાવિષે તેમણે તેના સારી રીતે કાન ઉઘાડ્યા. વળી દુર્યોધનને પણ તેમણે ચાર ઉપદેશના શબ્દો કહ્યા. પરંતુ તે મુખથી કાંઈ પણ બોલ્યો નહિ. તે માત્ર હસ્યો અને પગના અંગુઠાથી ભોંય ખોતરી, તેણે પોતાની જંઘાપર હાથ પછાડ્યો. ત્યારે તેમણે

ક્રુદ્ધ થઈ "તારી એજ જંઘા ભીમ પોતાની ગદાથી તોડી નાંખશે" એવો તેને શાપ દીધો.

કૌરવોએ પાંડવોનું સર્વસ્વ હરણ કરી લઈ, તેમને વનમાં મોકલ્યા છે; એવા વર્તમાન સાંભળી કુંતિના પિયેરના માણસો, દ્રુપદ રાજાના માણસો, યાદવો અને શ્રીકૃષ્ણ એ સર્વ કામ્યક વનમાં તેમને મળવાને ગયા. તેમને જોઈ દ્રૌપદી સંતપ્ત થઈ રોવા લાગી; ત્યારે શ્રીકૃષ્ણે તેનું સમાધાન કર્યું. પછી સુભદ્રા અને અભિમાન્યુને શ્રીકૃષ્ણ દ્વારિકામાં લઈ ગયા. ધૃષ્ટદ્યુમ્ન પોતાની ભગિનીના અર્થાત્ દ્રૌપદીના પાંચે પુત્રોને પોતાના નગરમાં લઇ ગયો. મળવા આવેલા લોકો આ રીતે પોતપોતાનાં સ્થાનમાં ચાલ્યા ગયા પછી, પાંડવો કામ્યક વન છોડી દ્વૈત વનમાં આવી રહ્યા.

# અસ્ત્રો મેળવવાને માટે અર્જુનનું સ્વર્ગમાં જવું.



દ્વૈત વનમાં આવ્યા પછી એક દિવસ સંધ્યાકાળે સર્વ પાંડવો વાત કરતા બેઠા હતા, એવામાં દ્રૌપદી પોતાના મનનું દુઃખ ધર્મને કહેવા લાગી. તે બોલી;–" કૌરવોએ મારાપર આટઆટલું દુઃખ પાડ્યું અને આપના જેવા રાજપુત્ર અને મારા જેવી રાજકન્યાને વનમાં મોકલી, એ જોઈને તમને જરા પણ ક્લેશ શા માટે થતો નથી વારૂ ? આમ મૌન્ય ધારણ કરી સર્વ દુઃખો સહન કરવાં ક્ષત્રિયને શોભે છે કે ?" આ સાંભળી યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો;–" મનુષ્ય ક્રોધને વશ

થાય એટલે તેનો નાશ થાય છે. ક્ષમા સમાન મનુષ્યનું બીજું કોઇ ભૂષણ નથી. એકે જરા ખોટું કર્યું કે, બીજો તરત જ તેનો બદલો ખોટું કરીને વાળે. આવું વર્તન જો જગતના સર્વ માણસો કરવા લાગે, તો તે કેમ ચાલે? સર્વ સદ્ગુણો ક્ષમાના આશ્રયથી જ રહે છે." પરંતુ આ પ્રકારના ભાષણથી દ્રૌપદીનું સમાધાન થાય એમ થોડું જ હતું! તે ક્રોધપૂર્વક બોલી;–"પરંતુ પરમેશ્વરના ઘરમાં ન્યાય ક્યાં છે? જે ધર્માનુસાર ચાલે છે તેને પરમેશ્વર દુઃખમાં રાખે છે, અને જે અધર્મથી વર્તે છે તે સુખમાં રહે છે." આ સાંભળી ધર્મ બોલ્યો;–"આપણે મનુષ્યો અજ્ઞાન છીએ. તે પરમેશ્વરના હેતુ આપણે કાંઇ સમજી શકતા નથી. તેના સંબંધમાં તમે અર્થ વગરનું બોલશો નહિ. ગમે તે થાય તો પણ

આપણે ધર્મનો ત્યાગ કરવો નહિ. ધર્માનુસાર વર્તવું એ જ આપણું કર્તવ્ય છે. સારૂં ફળ મળે તોજ ધર્માનુસાર વર્તવું; એમ કહેનારા ખરા ધાર્મિક હોતા નથી. એ તો એક પ્રકારના વ્યાપારી થયા." ધર્મે આટઆટલું સમજાવીને કહ્યું તો પણ દ્રૌપદીએ પોતાની હઠ છોડી નહિ. કૌરવોની ખોડ તોડી નાંખી. આપણું રાજ્ય પાછું લેશો તોજ મારો જીવ શાંત થશે એવો તેણે આગ્રહ ધર્યો. એવામાં ભીમનો બડબડાટ શરૂ થયો. તે પણ ધર્મને પુષ્કળ ઠપકો આપવા લાગ્યો. ભીમનું કડક ભાષણ સાંભળી યુધિષ્ઠિરને ઘણું ખોટું લાગ્યું. તો પણ એકવાર જે સરત કબૂલ કરી તેનો હું કદિપણ ભંગ કરીશ નહિ. હું બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ કરીશ. પછી જે થવાનું હોય તે થાઓ, એવો તેણે સ્પષ્ટ

ઉત્તર આપ્યો. એવામાં શ્રી વ્યાસ ત્યાં આવી પહોંચ્યા, અને 'પ્રતિસ્મૃતિ' નામની વિદ્યા ધર્મરાજાને શિખવી તેઓ બોલ્યા;—"આ વિદ્યા તું અર્જુનને શિખવજે, પછી તું તેને ઈંદ્રની પાસે દિવ્ય અસ્ત્રો લાવવાને મોકલજે. તે અસ્ત્રો તેને મળશે એટલે તેર વર્ષ પૂરાં થતાં તમે કૌરવોને સહજ જિતી શકશો." પછી તેણે અર્જુનને કહ્યું;- "દેવોએ વૃત્રાસુરની ભીતિથી પોતાનાં સમસ્ત અસ્ત્રો ઈંદ્રની પાસે રાખ્યાં છે. માટે તપશ્ચર્યાથી તું તેને પ્રસન્ન કર, એટલે તે તને મળશે. કૌરવોનો નાશ કરવાનું કામ જરા કઠિન છે તો પણ, તે અસ્ત્રો મળ્યા પછી તે કામ તારા હાથથી સિદ્ધ થશે." આમ કહીને તેઓ ચાલ્યા ગયા. પછી પાંડવો કામ્યક વનમાં પાછા આવ્યા.

પછી ધર્મે અર્જુનને અસ્ત્રો આણવાને માટે મોકલ્યો. હિમાલય અને ગંધમાદન પર્વતો ઓળંગી તે ઈંદ્રકીલ નામના પર્વતપર આવી પહોંચ્યો અને ત્યાં તે તપ કરવા લાગ્યો. આથી ઈંદ્ર એક તપસ્વીનું રૂપ ધારણ કરીને તેની પાસે આવ્યો અને 'તને શું જોઇએ છે' એમ તે અર્જુન પ્રત્યે બોલ્યો. અર્જુને દિવ્ય અસ્ત્રો માગ્યાં. આ સાંભળી ઈંદ્ર બોલ્યો;– "સ્વર્ગની માગણી કરવાનું છોડી તું અસ્ત્રો શા માટે માગે છે ?" અર્જુને ઉત્તર આપ્યો;–"મારા બંધુઓએ મને અસ્ત્રોને માટે જ મોકલ્યો છે. તેઓ જ્યારે સંકટમાં હોય ત્યારે મને એકલાને સ્વર્ગની શી જરૂર છે ? જેણે તેમને દુઃખમાં નાંખ્યા છે તેમના પર મારે વૈર લેવું છે. માટે મને અસ્ત્રો જ જોઇએ છે." આ સાંભળી ઈંદ્ર "મહાદેવને તું સંતુષ્ટ કર; ત્યાર પછી હું

તને મારાં અસ્ત્રો કેમ વાપરવાં તે શિખવીશ.” એમ કહીને અદૃશ્ય થયો.

ઇંદ્રના કહેવા પ્રમાણે મહાદેવને પ્રસન્ન કરવાને માટે અર્જુન હિમાલય પર જઇને તપ કરવા લાગ્યો. તેણે ચાર મહિના તપ કર્યું ત્યાર પછી તેની પરીક્ષા કરવાનો શંકરે વિચાર કર્યો. એક દિવસ એક ભુંડે અર્જુન પર આક્રમણ કર્યું. આથી અર્જુને તેની ઉપર બાણ છોડયું. તેજ વખતે શંકરે પારધીના રૂપમાં આવી બીજી દિશામાંથી ઉક્ત ભુંડના અંગ પર બાણ છોડયું. ઉભયનાં બાણ એકી વખતે તે ભુંડને લાગ્યાં અને તે ભૂમિ પર તૂટી પડયો. પરંતુ આ શિકાર કોણે કર્યો તે વિષે ઉભયની વચ્ચે તકરાર ઉપસ્થિત થઈ. બોલાચાલી થતાં થતાં તે ઉભય મારામારી પર આવ્યા. ઉભયની વચ્ચે યુદ્ધ થવા લાગ્યું. હવે અર્જુનનું ધૈર્ય અને શૌર્ય



ઉભયનાં બાણ એકી વખતે તે ભૂંડને લાગ્યાં અને તે ભૂમિપર તૂટી પડયો. [ પૃ. ૮૦.

જોઇને શંકર સંતુષ્ટ થયા અને તેમણે તેને પોતાનું પાશુપત નામનું અસ્ત્ર આપ્યું. એટલામાં ઇંદ્રનો સારથી માતલિ રથ લઇને ત્યાં આવ્યો અને ઇંદ્રનો સંદેશો અર્જુનને કહી તેને ઇંદ્રલોકમાં લઈ ગયો. ત્યાં પાંચ વર્ષ સુધી રહી ઇંદ્રની પાસેથી તેણે સર્વ અસ્ત્રો મેળવ્યાં.

## પાંડવોની તીર્થયાત્રા.

અર્જુનને ગયાને ઘણો કાળ વ્યતીત થઈ ગયો, તોપણ તેના કાંઈપણ સમાચાર પ્રાપ્ત થયા નહિ, તે માટે પાંડવો અને દ્રૌપદી ચિંતામાં હતા. એટલામાં લોમશ ઋષિ ઇંદ્રની પાસેથી તેમની પાસે આવ્યા. તેમણે આવીને તેમને ઇંદ્રનો નીચલો સંદેશો સંભ-

ળાવ્યો;—"અર્જુન ખુશીમાં છે. અસ્ત્ર વિદ્યા શિખીને તે શીઘ્ર આવશે અને એથી ભવિષ્યમાં થનારા યુદ્ધમાં તમને વિજય મળશે." તે સાંભળી સર્વને પરમ આનંદ થયો. પછી પાંડવો તીર્થ-યાત્રા કરવા નીકળ્યા. તેમની સાથે લોમશ અને ઇતર ઋષિઓ પણ હતા. અનેક તીર્થો અને પુણ્યસ્થાનો જોતા જોતા તેઓ બદરિકાશ્રમમાં આવી પહોંચ્યા. તેઓ ત્યાં હતા એવામાં એક દિવસ એવી ઘટના બની કે, હજાર પાં-ખડીઓવાળું એક સુંદર કમલ ઈશાન કોણમાંથી પવનલહરિની સાથે ઉડતું ઉડતું તેમના આશ્રમની પાસે આવીને પડ્યું. તે કમલનો દેખાવ અતિ સુંદર અને વાસ અત્યંત મધુર હતો. તેને જોઈ દ્રૌપદીને બીજાં કેટલાંક એવાં કમલો મેળવવાની ઈચ્છા થઈ. તેથી તે લાવવાને માટે ભીમ ઇશાન કોણ તરફ

ગયો. જતાં જતાં માર્ગમાં તેને હનૂમાનનો મેળાપ થયો. આ મિલનથી ઉભયને આનંદ થયો. હનૂમાને પ્રસન્ન થઈ ભીમને બે વર આપ્યા; અને કુબેરના સૌગંધિક વનનો માર્ગ તેને બતાવી તે અદૃશ્ય થયો. આ સૌગંધિક વનમાં જ એક નાના સરખા તળાવમાં તે કમલો થતાં હતાં. અહીંઆં યક્ષો અને રાક્ષસો પહેરો ભરતા હતા. તેમણે ભીમને કમલ લેવા દીધાં નહિ. ત્યારે ભીમે પોતાની ગદાથી સર્વના સમાચાર લીધા. ભીમની પાછળ પાછળ શેષ પાંડવો અને દ્રૌપદી એ સર્વ ત્યાં આવ્યાં. કુબેરે પણ તેમને ત્યાં રહેવાની પરવાનગી આપી. પછી તેઓ કેટલાક દિવસ સુધી ત્યાં રહીને પુનઃ બદરિકાશ્રમમાં ગયાં. ત્યાં ભીમે જટાસુર નામના એક રાક્ષસનો વધ કર્યો. પછી પાંડવો ઇતસ્તતઃ ભ્રમણ કરતા કરતા ગંધમાદન પર્વત પર આ-

વીને રહ્યા. તેઓ આ પર્વત પર હતા તે વખતે અર્જુન પાછો આવ્યો. તેને જોઇને સર્વને પરમ આનંદ થયો. ત્યાંથી તેઓ પ્રવાસ કરતા કરતા દ્વૈત વનમાં આવ્યા. અહીંઆં વર્ષા ઋતુની સમાપ્તિ સુધી રહી તેઓ કામ્યક વનમાં આવ્યા. ત્યાં શ્રીકૃષ્ણ આવીને તેમને મળ્યા. તેઓ યુધિષ્ઠિરની પરીક્ષા કરવાને માટે બોલ્યા કે;-"અમે યાદવો તમારે માટે યુદ્ધ કરી તમને તમારૂં રાજ્ય પાછું અપાવવાને તૈયાર છીએ." પરન્તુ યુધિષ્ઠિરે તેમને સ્પષ્ટ ઉત્તર આપ્યો કે;-" અમે સત્યનો માર્ગ છોડી શકીશું નહિ. અમારો સર્વ આધાર તમારી ઉપર છે; પરંતુ તેર વર્ષ પૂર્ણ થયા પૂર્વે અમને અમારૂં રાજ્ય જોઇતું નથી." એટલામાં માર્કંડેય ઋષિ તેમની પાસે આવ્યા. તેઓ ઘણા દિવસ સુધી તેમની પાસે રહ્યા અને તેમણે પાંડવોને

ઘણો બોધ આપ્યો. તેનો સારાંશ આ પ્રમાણે છે:—

## માર્કંડેયનો બોધ.

કેવળ શરીરના સુખ પ્રત્યે જે લક્ષ્ય આપે છે, તેને દુઃખો જ ભોગવવાં પડે છે. તેની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. મનુષ્ય જેવાં કર્મ કરે છે તેવાં તેને ફળ મળે છે. સત્કર્મોનાં ફળ સારાં મળે છે અને દુષ્કર્મોનાં ફળ ખરાબ મળે છે. પોતાના હાથથી થયેલાં કર્મોનાં ફળ ભોગવ્યા શિવાય મનુષ્યનો છુટકો નથી; માટે સદા સત્ય માર્ગનું અવલંબન કરવું, સર્વની સાથે નમ્રતાપૂર્વક વર્તવું, સર્વ પ્રાણીઓપર દયા કરવી, પ્રજાનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરવું, તેને હમેશાં સંતુષ્ટ

રાખવી, તેમ જ દેવ અને પિતૃને સંતોષ થાય એવાંજ કર્મો કરવાં. લોકોના સારા ગુણ હોય તે ગ્રહણ કરવા અને ખરાબ હોય તેનો ત્યાગ કરવો. કિંચિત્ પણ ગર્વ કરવો નહિ. મનુષ્યનું મન અત્યંત સ્વચ્છંદી હોય છે. તેને હમ્મેશાં સ્વાધીન રાખવું. આથી તે શુદ્ધ રહે છે. જ્યાં સુધી મન પવિત્ર હોતું નથી ત્યાં સુધી ગમે તેટલાં ધાર્મિક કર્મો કરવામાં આવે, તો પણ તે વ્યર્થ છે. મન, વાચા અને કાયાથી કોઈ પણ પાપ કર્મ કરવું નહિ. આથીજ આપણને લાભ થાય છે. સત્ય એ જ ખરો ધર્મ છે. જે મનુષ્ય નિરંતર ધર્માનુસાર વર્તે છે, સન્માર્ગે દ્રવ્ય મેળવે છે, અને અન્યનું બને તેટલું હિત કરે છે, તેને જ આ લોકમાં અને પરલોકમાં સુખ મળે છે. પરંતુ જે આથી વિપરીત વર્તન કરે છે તેને ક્યાંય પણ સુખની પ્રાપ્તિ થતી નથી.

# દ્રૌપદી અને સત્યભામાનો સંવાદ.



શ્રીકૃષ્ણ પાંડવોને મળવાને આવ્યા ત્યારે સત્યભામા પણ તેમની સાથે આવી હતી. તે એક દિવસ વાત કરતાં કરતાં દ્રૌપદી પ્રત્યે બોલી;-"બહેન તેં તારા પાંચ પતિઓને તારી મૂઠીમાં કેવી રીતે રાખ્યા છે ? તેઓ કદિપણ તારા પ્રત્યે ક્રુદ્ધ થતા નથી. એવા તે શું મંત્રતંત્ર તેં કર્યા છે તે તું મને જણાવ, કે જેથી હું પણ કૃષ્ણને મારી મૂઠીમાં રાખી શકું." આ સાંભળી દ્રૌપદી બોલી;-"જે કુભારજા રાંડ હોય છે, તે મંત્રતંત્ર કરે છે. મને તેનો કાંઇ ખબર નથી. પરંતુ તું શાણી છે, માટે તને આવો પ્રશ્ન કરવો શોભતોજ નથી.

મારી સ્ત્રી મંત્રતંત્રના નાદે લાગેલી છે, એમ જ્યારે પતિ જાણે છે ત્યારે તે બિચારો સર્પની પેઠે તેનાથી ડરે છે. પછી તેના જીવને કદિપણ શાંતિ પ્રાપ્ત થતી નથી. અને જ્યાં શાંતિ ન હોય ત્યાં સુખ ક્યાંથી ? મંત્રથી તે કાંઈ પતિ વશ થાય છે ? સ્ત્રી આ નાદે લાગે ત્યારે માત્ર તેના પતિના શત્રુઓને સારો દાવ મળે છે. તેઓ ઔષધ તરિકે પતિના અંગપર ચોપડવાને તેને વિષ આપે છે. આથી પતિને અનેક રોગો થાય છે. હું મારા પતિની સાથે કેવી રીતે વર્તું છું તે સાંભળ. હું તેમની ઇચ્છાવિરુદ્ધ કાંઈ પણ કરતી નથી. હું મારી ઇચ્છા અને લોભને બાજુએ રાખીને અંતઃકરણપૂર્વક તેમની સેવા કરૂં છું. શોકયોની ઉપર સુદ્ધાં હું પૂર્ણ પ્રેમ રાખું છું. ખોટું બોલવું, ખોટા સ્થાને બેસવું, ખોટી દિશામાં

જોવું અને ખોટી જગ્યાએ જવું, એ-
માંનું કાંઈ પણ હું કરતી નથી. અન્ય
પુરુષની તરફ હું જોતી નથી, પછી તે
પુરુષ ગમે તે કાં ન હોય? પતિના
જમ્યા શિવાય હું જમતી નથી, તેમના
સ્નાન કર્યા શિવાય હું સ્નાન કરતી
નથી, કિંવા તેમના ઉંઘ્યા શિવાય હું
નિદ્રા લેતી નથી. તેઓ બહારથી આવે
કે હું ઉઠીને ઉભી રહું છું, તેમને પગ
ધોવાને પાણી આપું છું અને બેસવાને
આસન આપું છું, વખતો વખત ઉત્ત-
મ ભોજન તૈયાર કરીને તેમને પીરસું
છું, ઘર વાળી ઝાડીને સદા સ્વચ્છ
રાખું છું, ઘરમાંના સામાનને પ્રાણ
કરતાં અધિક સંભાળથી સાચવું છું,
મુખમાંથી કદિ પણ કુવચન બહાર
કાઢતી નથી, ખરાબ સ્ત્રીને છાંયડે
સુદ્ધાં ઉભી રહેતી નથી, શરીરમાં જરા
પણ આળસ રાખતી નથી, નિષ્પ્રયો-

જન ખડખડ હસવું, દ્વારમાં ઉભું રહેવું, આમતેમ ફરીને મોજ માણવી, એ કાર્યોથી હું દૂર રહું છું, પતિ ઘરમાં ન હોય તો હું અલંકારો શરીર પર ધારણ કરતી નથી, તેઓ જે ખાનપાન ન કરે તેને હું સ્પર્શ પણ કરતી નથી, અમારા કુલાચાર સાસુજીના કહેવા પ્રમાણે હું પાળું છું. સાસુજીની આમન્યા હું બરાબર રાખું છું, તેમના કહેવાથી હું વિશેષ કરતી નથી, તેમના કરતાં ઉંચાં વસ્ત્રો કિંવા ઉંચા અલંકાર હું કદિ પણ વાપરતી નથી, કિંવા તેમની સામે કદિ પણ બોલતી નથી, નોકર ચાકરના ખાનપાન પર સારી રીતે દેખરેખ રાખું છું, ઉપજ ખર્ચની સઘળી માહિતી મને હોય છે, હું તે સર્વની ઉપર દેખરેખ રાખું છું, આથી મારા પતિ પોતાના ઉદ્યોગ પર બરાબર લક્ષ આપી શકે છે. પતિસેવા

એ જ સ્ત્રીનો ધર્મ છે અને પતિ એ જ તેનો દેવ છે. આથી હું તેમની સેવામાં રાત્રિ દિવસ લીન રહું છું. તેઓના સુઈ ગયા પછી હું શયન કરૂં છું, અને તેમની પહેલાં હું ઉઠું છું, સત્યભામા! આ જ મારા મંત્રતંત્ર છે. પતિનું મન આપણા તરફ આકર્ષવાનો માત્ર આ જ માર્ગ છે. આપણે પતિને સંતુષ્ટ કરીએ, તો આપણી સર્વ ઈચ્છાઓ પૂર્ણ થાય છે; અને તેમને અસંતોષ થાય તો આપણો નાશ થાય છે. કષ્ટ સહન કરવાથી સુખ મળે છે. શરીરને કષ્ટ નહિ આપવાથી તે કદિ પણ પ્રાપ્ત થતું નથી. તું પ્રેમપૂર્વક કૃષ્ણની સેવા કર. કોઈ વખત દાસી હાજર ન હોય તો તેનું કામ તું સ્વતઃ કરજે. તારા પતિને સંપૂર્ણતઃ ખાત્રી કરી આપ કે તું તેને અંતઃકરણપૂર્વક ચાહે છે. તેણે જો તને એકાદ વાત કહી હોય તો, તેને

જરા પણ મુખ બહાર કાઢીશ નહિ. આમ કરવાથી ઘણી વાર મહા અનર્થ થાય છે. પતિના મિત્રોને સંતુષ્ટ રાખજે; અને તેના શત્રુઓથી દૂર રહેજે. હમ્મેશાં ઉત્તમ સ્ત્રીઓની સંગત રાખજે. કુભારજા, ખાધરી, ચોરટી, ચાડીખોર, એવી દુષ્ટ સ્ત્રીઓની સાથે તો લેશ પણ સંબંધ રાખીશ નહિ. જો આવું વર્તન રાખશે તો તારૂં પરમ સદ્દભાગ્ય ઉઘડશે." દ્રૌપદીના આ શબ્દો સાંભળી સત્યભામાને પરમ આનંદ થયો.



## દુર્યોધનની નિરાશા.



પાંડવો વનવાસનાં કષ્ટ સહન કરે છે, માટે તેમની પાસે જઈ, આપણા

વૈભવો જણાવી, લજ્જિત કરવા અને તેમને એ રીતે દુઃખ પર ડામ દેવો, એવી સલાહ કર્ણે અને શકુનિએ દુર્યોધનને આપી અને તે તેને પણ પસંદ પડી. અને તે હેતુ પૂર્ણ કરવાને માટે તે પોતાનું કેટલુંક સૈન્ય, બંધુઓ તથા ઘરમાંની સ્ત્રીઓને પોતાની સાથે લઇને દ્વૈત વનમાં આવ્યો. ત્યાં કાંઇક કારણથી ગંધર્વો અને દુર્યોધનની વચ્ચે લડાઈ ઉપસ્થિત થઈ. તેમાં ગંધર્વોએ કૌરવોનો પરાભવ કર્યો અને તે સર્વ, પોતાની સ્ત્રીઓસહિત ગંધર્વોના હાથમાં સપડાયા. પરંતુ કર્ણ નાશી છૂટયો. ગંધર્વો તેમને લઈ જવા લાગ્યા. આ તરફ યુદ્ધમાંથી જીવ લઇને નાઠેલા કૌરવોના કેટલાક માણસો યુધિષ્ઠિરને શરણે ગયા અને 'કૌરવોને છોડાવી કુરુકુળની લાજ રાખો' એવી તેમણે યુધિષ્ઠિરને પ્રાર્થના કરી. ત્યારે

ભીમ આનંદિત થઈ બોલ્યો;—"ત્રાહિત માણસેજ અમારા શત્રુનું કામ કાઢી નાંખ્યું છે. વાહ ઘણી સારી વાત થઇ." પરન્તુ ધર્મને આ શબ્દો રુચ્યા નહિ. તે બોલ્યો;—"આમ બોલીશ નહિ. તેમની અને આપણી વચ્ચે કલહ હોય તો પણ આ સમયે તે મનમાં લાવવાની જરૂર નથી. તેમની અને આપણી વચ્ચે તકરાર હોય ત્યારે તે સો અને આપણે પાંચ. પરંતુ કોઈ ત્રીજા માણસની સાથે તકરાર હોય ત્યારે આપણે એકસો પાંચ." આવો બોધ આપી તેણે કૌરવોને છોડાવવાને પોતાના બંધુઓને મોકલ્યા. તેમણે પોતાના પરાક્રમથી તેમને ગંધર્વોના હાથમાંથી મુક્ત કર્યા અને યુધિષ્ઠિરની સમક્ષ આણ્યા. તેણે "આવું અવિચારીપણું પુનઃ કરશો નહિ. અવિચારી પુરુષને કદિ પણ સુખ પ્રાપ્ત થતું

નથી." એમ દુર્યોધનને કહી તેને વિદાય કર્યો.

આપણે કરવા ગયા એક અને થયું બીજું જ, એવી દશા જોઈ દુર્યોધનને મરણ કરતાં વિશેષ દુઃખ થયું. તેને પોતાની આ ફજેતી ઘણી સાલવા લાગી. તે જીવ આપવાને સુદ્ધાંત તૈયાર થઇ ગયો. એવામાં માર્ગમાં જ તેને કર્ણ મળ્યો. દુઃશાસન, શકુનિ અને કર્ણ એ ત્રણે મળી જેમ તેમ કરીને તેને સમજાવ્યો, ત્યારે તે હસ્તિનાપુરમાં પાછો આવ્યો. પછી દુર્યોધનની આજ્ઞા લઈ કર્ણે દિગ્વિજય કર્યો અને અંતે, દુર્યોધનની ચિંતા નિવૃત્ત કરવાને માટે તેણે અર્જુનનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી.



# દુર્વાસા રૂષિની ફજેતી.



એક દિવસ દુર્વાસા ઋષિ પોતાના સમસ્ત શિષ્ય સહવર્તમાન દુર્યોધનના દરબારમાં આવ્યા. દુર્યોધને તેમનો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો. આથી દુર્વાસા ઋષિ સંતુષ્ટ થયા અને તેમણે તેને "ફાવે તે વર માગ" એમ કહ્યું. ત્યારે તેણે એવો વર માગ્યો કે, "દ્રૌપદી જમી રહે અને સ્થાલી ખાલી પડે ત્યાર પછી આપ આપના સર્વ શિષ્યો સહિત પાંડવોની પાસે જઈ ભોજન માગો." અને દુર્વાસાએ તેની માગણી કબૂલ કરી. એક દિવસ સર્વ બ્રાહ્મણો અને પાંડવો જમી રહ્યા, દ્રૌપદી પણ જમી રહી અને સૂર્યની આપેલી સ્થાલી ખાલી થઇ ગઈ; એવામાં દુર્વાસા ઋષિ પોતાના હજારો શિષ્યો સહિત અકસ્માત્ તેમની

પાસે પહોંચી જઈ " ભોજન આપો " એમ બોલ્યા. યુધિષ્ઠિરે તેમને નદી પર જઇને સ્નાન કરી આવવાનું કહ્યું. તે પ્રમાણે તેઓ નદી પર ગયા. હવે દ્રૌપદીએ આપણી લજ્જા જવાની એમ ધારી શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી. પોતાના ખરા ભક્તને જરા પણ ઉણપ પડવા દેવી નહિ, એવી શ્રી કૃષ્ણ ભગવાનની પ્રતિજ્ઞા હોવાથી તેઓ તત્કાલ ત્યાં દોડી આવ્યા અને "મને અત્યંત ભૂખ લાગી છે, મને ગમે તે ખાવાનું આપ" એમ દ્રૌપદી પ્રત્યે બોલ્યા. દ્રૌપદીએ શરમાઇને " હું જમી ચૂકી છું અને સ્થાલી ખાલી પડી છે. હવે તમને ખાવા આપવા માટે મારી પાસે કાંઇ પણ નથી" એવો ઉત્તર આપ્યો. આ સાંભળી શ્રી કૃષ્ણ બોલ્યા;—" ઠઠ્ઠા મશ્કરી કરીશ નહિ. મને અત્યંત ભૂખ લાગી છે. હમણાં ને હમણાં સ્થાલી આણ

જોઉં." દ્રૌપદી સ્થાલી લઇ આવી. તેના કાંઠાની સાથે શાકનું એક પાંદડું વળગેલું તેને જણાયું. શ્રી કૃષ્ણે માત્ર તેટલું જ પાંદડું પ્રાશન કર્યું અને ઓડકાર ખાધા. તેમની ક્ષુધા નિવૃત્ત થઇ ગઇ. પછી તેમણે સહદેવને કહ્યું કે;–" નદી પર જઇ ઋષિગણને ભોજનને માટે બોલાવી લાવ." તે તરફ એવો ચમત્કાર બન્યો કે, તે ઋષિઓ સ્નાન કરી નદીમાંથી બહાર આવ્યા એટલે તેમને જાણે ઉત્તમ પકવાન્નોનું ભોજન કર્યું ન હોય તેમ ઓડકાર આવવા લાગ્યા! તેમને ભોજન કરવાની જરા પણ ઇચ્છા રહી નહિ. હવે દુર્વાસા ઋષિને એવો ભય લાગ્યો કે, પાંડવો પરમ ભક્ત હોવા છતાં તેમની લાજ લેવાનો મેં પ્રયત્ન કર્યો, તેથી મારૂં કોણ જાણે શુંયે અનિષ્ટ થશે, અને એવા ભયથી તે ત્યાંથી બારોબાર જ પોતાના શિષ્યો

સહિત નાશી ગયા. પછી કેટલાક બ્રાહ્મ-ણોના કહેવાથી સહદેવને સર્વ હકિકત સમજાઈ. આ હકિકત તેણે પાછા આવી પોતાના બાંધવોને કહી. આ રીતે દુર્યોધનની યુક્તિ નિષ્ફળ થઇ અને દુર્વાસાની પણ ફજેતી થઇ. પરમેશ્વર જેને સહાય કરે તેની લજ્જા કોણ લઇ શકે એમ છે ?

## જયદ્રથની ફજેતી.

પછી એક દિવસ દ્રૌપદીને તૃણબિંદુ ઋષિના આશ્રમમાં મૂકી, પાંડવો શિકાર કરવાને માટે અરણ્યમાં ગયા. આશ્રમમાં દ્રૌપદી એકલી જ હતી એટલામાં સિંધુ દેશનો રાજા અને. દુર્યોધનનો બનેવી જયદ્રથ સેના

સહિત ત્યાં આવ્યો. દ્રૌપદી સહજ તેની દૃષ્ટિએ પડી. તે તેની સાથે અત્યંત ખરાબ લવારો કરવા લાગ્યો. અને અંતે તે તેને પોતાના રથમાં બેસાડીને લઇ જવા લાગ્યો. દ્રૌપદી આક્રોશ કરવા લાગી. તે સાંભળી ધૌમ્ય ઋષિ ત્યાં આવી પહોંચ્યા અને જયદ્રથ પર વાગબાણ છોડતા તેના રથની પાછળ દોડવા લાગ્યા. એટલામાં પાંડવો પણ પાછા ફર્યા અને દ્રૌપદીની આક્રંદ કરતી દાસી તેમને માર્ગમાં જ મળી. તેણે તેમને સર્વ હકીકત કહી. આથી તેમણે જયદ્રથની પૂઠ પકડી. તેમને દૂરથી જોતાં જ જયદ્રથ ભયભીત બન્યો અને દ્રૌપદીને રથમાંથી ઉતારી પાડી પલાયન કરવા લાગ્યો. અંતે ભીમ અને અર્જુન એ ઉભયે તેને પકડી, તેની સારી રીતે ફજેતી કરી તેને યુધિષ્ઠિરની પાસે આણ્યો. યુધિષ્ઠિરે તેને ક્ષમા કરી છોડી

દીધો. પરંતુ આ ઘટનાથી જયદ્રથને ઘણું માઠું લાગ્યું, અને પાંડવોનો નાશ કરવાનું સામર્થ્ય પોતાના અંગમાં આવે એટલા માટે તે ગંગાદ્વાર જઇ ઉગ્ર તપ કરવા લાગ્યો. તે તપથી પ્રસન્ન થઇ શંકરે તેને એવો વર આપ્યો કે, " એક દિવસ અર્જુન બીજી જગ્યાએ હશે ત્યારે તું શેષ પાંડવોને પરાસ્ત કરી શકીશ."



## કર્ણની ઉદારતા.



ઈંદ્રે અર્જુનને દિવ્ય અસ્ત્રો આપેલાં હોવાથી પાંડવોને હવે શત્રુઓની ભીતિ રહી નહોતી. પરંતુ કર્ણને સ્વાભાવિક કવચ કુંડલો પ્રાપ્ત થયેલાં હતાં, તેથી તેના શરીરને બાણ કિંવા કોઈ

પણ અસ્ત્ર શસ્ત્ર અપાય કરી શકતાં નહોતાં. આથી તેને મારવાનું કામ અત્યંત કઠિન હતું. જો આ કવચ કુંડલો કર્ણની પાસેથી લઇ લેવામાં આવે તો પાંડવોનું ઘણું કામ સિદ્ધ થાય. એમ ઈંદ્રને લાગ્યું અને તેણે કોઈ પણ પ્રયત્નથી તેની પાસેથી તે લઇ લેવાનો નિશ્ચય કર્યો. કારણ કે ઇંદ્રને પાંડવોનું હિત કરવાનું હતું. તેમાં વળી અર્જુન તેનો અંશ હોવાથી તેને તેનું સંરક્ષણ કરવાનું હતું. અર્જુનનો વધ કરવાની કર્ણે પ્રતિજ્ઞા લીધી હતી એ અમે પૂર્વે જણાવી ગયા છીએ. કર્ણ પરમ ઉદાર હતો. જે કોઈ જે કાંઈ માગે તેને તેની ના પાડવી નહિ એવો તેનો નિયમ હતો. આથી ઈંદ્રને લાગ્યું કે, તેનાં કવચ કુંડલો સહજ લઈ શકાશે. અને તેણે બ્રાહ્મણના વેશમાં કર્ણની પાસે આવી તે કવચ કુંડલો માગ્યાં. કર્ણે પણ ઉદારતા-

પૂર્વક તે તેને આપ્યાં. ઉલટ પક્ષે તેણે ઈંદ્રની પાસેથી એક શક્તિ માગીલીધી. પછી ઈંદ્ર સંતુષ્ટ થઇને ચાલ્યો ગયો. કવચ કુંડલો ગયાં અને કર્ણનું બળ ઓછું થયું એ વાત સાંભળી, કૌરવોને અતિ દુઃખ થયું અને પાંડવોને પરમ આનંદ થયો.

## યમનો મેળાપ.

પાંડવો વનમાં રહી અનેક પ્રકારનાં સંકટો ભોગવતા ભોગવતા વનવાસનાં બાર વર્ષો પૂરાં કરી રહેવા આવ્યા. બારમું વર્ષ સમાપ્ત થવામાં થોડા દિવસ બાકી રહ્યા એટલે, તેઓ કામ્યક વન છોડી પુનઃ દ્વૈત વનમાં આવ્યા. અહીંઆં તેઓ એક દિવસ કાંઇ કામને માટે અરણ્યમાં ભ્રમણ કરતા હતા, એવામાં

તેમને થાક લાગવાથી તેઓ એક વૃક્ષની નીચે બેઠા. વળી આ વખતે તે સર્વને તરસ પણ લાગી હતી. યુધિષ્ઠિરે નકુલને કોઈ સ્થળેથી પાણી શોધી લાવવાને કહ્યું. નકુલ પાણીની શોધ કરવાને નીકળ્યો. અલ્પ સમયમાં તેને એક સ્વચ્છ પાણીનું સુંદર સરોવર દૃષ્ટિગોચર થયું. તેમાં તે પાણી પીવા જવા લાગ્યો એટલામાં "અરે, આવું અવિચારી કાર્ય કરીશ મા. આ સરોવર ઉપર મારી સત્તા છે, માટે પ્રથમ મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી પાણીને હસ્તસ્પર્શ કર." એવા શબ્દો તેના સાંભળવામાં આવ્યા. પરંતુ તે પ્રત્યે લક્ષ નહિ આપતાં નકુલે પાણી પીધું. આથી તે ત્યાં ને ત્યાં જ તત્કાળ મરણ પામ્યો! નકુલને આવેલો નહિ જોઇ યુધિષ્ઠિરે સહદેવને શોધ કરવા મોકલ્યો. તેની પણ નકુલના જેવી જ

સ્થિતિ થઇ અને તે પણ મરણ પામ્યો! પછી ધર્મે અનુક્રમે અર્જુન અને ભીમને મોકલ્યા. તેમની પણ તેજ અવસ્થા થઈ! પોતાના મોકલેલા ચારે બંધુઓને આવેલા નહિ જોઇ યુધિષ્ઠિર સ્વતઃ તે સરોવર પર આવ્યો. ત્યાં આગળ પોતાના ચારે બંધુઓને મરેલા પડેલા જોઇ તેને અતિશય દુઃખ અને આશ્ચર્ય થયું. તેણે અત્યંત શોક કર્યો. અંતે અતિશય તરસ લાગવાથી તે પણ પાણી પીવાને ગયો. એવામાં તેની પાસે એક બગલો આવીને બોલ્યો;— "મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી પાણી પી. નહિ તો આ તારા ચાર ભાઇ પડ્યા છે તેવો તું પાંચમો પડશે." આ સાંભળી યુધિષ્ઠિર બોલ્યો; "હું તારા પ્રશ્નોના મારી શક્તિ પ્રમાણે ઉત્તર આપીશ. પૂછ જોઉં!" પછી તે બગલાએ પોતાનું સ્વરૂપ બદલી નાંખી,

યક્ષનું રૂપ ધારણ કર્યું અને ધર્મને અનેક પ્રશ્નો પૂછ્યા. આ પ્રશ્નોના ઉત્તર યુધિષ્ઠિરે બરાબર આપ્યા. આથી સંતુષ્ટ થઈ તેણે ધર્મના ચારે બંધુઓને જીવતા કર્યા. અંતે તેણે "હું યક્ષ નથી, પરંતુ પ્રત્યક્ષ યમ છું" એમ પાંડવોને જણાવ્યું. ત્યારે યુધિષ્ઠિરે તેની પાસેથી એવો વર માગી લીધો કે, અજ્ઞાતવાસમાં અમને કોઈ ઓળખે નહિ એવી વ્યવસ્થા આપ કરશો. તે વર તેમને આપી અને "અજ્ઞાત વાસનું વર્ષ વિરાટ રાજાના નગરમાં રહીને વ્યતીત કરજો," એમ તેમને કહી તે અદૃશ્ય થયો.



# યક્ષના પ્રશ્નો.



અમે ઉપર જણાવી ગયા છીએ કે, ઉક્ત યક્ષે યુધિષ્ઠિરને અનેક પ્રશ્નો પૂછ્યા હતા. તે પ્રશ્નો અને ધર્મે આપેલા તેના ઉત્તરો અત્યંત બોધપ્રદ છે એટલા માટે, તેમાંના કેટલાક પ્રશ્નોત્તરો નીચે આપ્યા છેઃ—

| પ્રશ્ન. | ઉત્તર. |
|---|---|
| પૃથ્વી કરતાં મહાન્ કોણ? | માતા. |
| આકાશ કરતાં ઉચ્ચ કોણ ? | પિતા. |
| રોગીનો મિત્ર કોણ ? | વૈદ્ય. |
| ગૃહસ્થનો મિત્ર કોણ ? | ભાર્યા. |
| ઠંડીનું ઔષધ શું ? | અગ્નિ. |
| મરનારનો મિત્ર કોણ ? | દાન. |
| વાયુ કરતાં ચંચળ કોણ ? | મન. |
| તૃણ કરતાં અધિક શું ? | ચિંતા. |
| વિદ્વાન્ શાથી થવાય છે ? | શાસ્ત્રથી. |

| | |
|---|---|
| શાણપણ શાથી આવે છે ? | વિદ્વાનોના સહવાસથી. |
| જીવંત હોવા છતાં મરેલો કોણ કહેવાય ? | જે દેવ, અતિથિ, આપ્ત અને વડીલને સંતુષ્ટ રાખતો નથી તે. |
| સનાતન ધર્મ કોને કહેવો ? | જે આપણને મોક્ષ આપે તેને. |
| કીર્તિ શાથી મળે છે? | ઉદારતાથી. |
| સ્વર્ગ શાથી મળેછે ? | સત્યથી. |
| મનુષ્યનું ઉપજીવન શું? | પર્જન્ય. |
| કયું કૃત્ય કરવાની સંપૂર્ણતઃ આવશ્યકતા છે ? | દાન. |
| દ્રવ્ય મેળવવાનું મુખ્ય સાધન કયું ? | દક્ષતા. |
| સર્વ ધનોમાં શ્રેષ્ઠ ધન કયું ? | વિદ્યાધન. |
| ઉત્તમ લાભ કયો ? | આરોગ્યલાભ. |
| ઉત્તમ સુખ કયું ? | સંતોષ. |

| | |
|---|---|
| મુખ્ય ધર્મ કયો ? | દયા. |
| શું કરવાથી દુઃખ થતું નથી ? | મનોનિગ્રહ. |
| કોની મૈત્રિ ઓછી થતી નથી ? | સાધૂની. |
| શાના પરિત્યાગથી મનુષ્ય સર્વને પ્રિય થઈ પડે છે ? | અભિમાનના. |
| શાના પરિત્યાગથી સુખ થાય છે ? | લોભના. |
| સર્વ લોકો શાથી ભરેલા છે ? | અજ્ઞાનથી. |
| મરેલો કોને જાણવો? | દરિદ્રીને. |
| વિષ કોને કહેવું ? | યાચનાને. |
| તપ એટલે શું ? | સ્વધર્માનુસાર વર્તન. |
| દમ એટલે શું ? | મનોનિગ્રહ. |
| લાજ શેની રાખવી? | દુષ્કૃત્યની. |
| જ્ઞાન એટલે શું ? | પરમેશ્વરનું સ્વરૂપ જાણવું તે. |

| | |
|---|---|
| શમ એટલે શું ? | ચિત્તની શાંતિ. |
| દયા એટલે શું ? | સર્વને સુખ મળો એવી ઇચ્છા. |
| સરલતા એટલે શું ? | સર્વના ઉપર સમાન પ્રેમ રાખવો તે. |
| મહાન્ રોગ કયો ? | લોભ. |
| સાધુ કોણ ? | જે માણસ સઘળાનું હિત કરે છે તે. |
| આળસ કયું ? | શાસ્ત્રાનુસાર વર્તન ન કરવું તે. |
| શોક કયો ? | અજ્ઞાન. |
| સ્થૈર્ય કયું ? | સ્વધર્મમાં દૃઢતા. |
| ધૈર્ય એટલે શું ? | ઇંદ્રિયોનો નિગ્રહ. |
| સ્નાન કયું ? | મનનો મેલ ધોઈ નાંખવો તે. |
| દાન એટલે શું ? | પ્રાણીઓનું રક્ષણ કરવું તે. |
| પંડિત કોણ ? | જે ધર્મ જાણતો હોય તે. |

| | |
|---|---|
| મૂર્ખ કોણ? | નાસ્તિક. |
| કામ એટલે શું? | સંસાર સુખની ઇચ્છા. |
| દ્વેષ એટલે શું? | મનનો સંતાપ. |
| અહંકાર એટલે શું? | મહા અજ્ઞાન. |
| દંભ એટલે શું? | બહારથી ધર્મનો ડોળ કરવો તે. |
| દૈવ એટલે શું? | જેવું આપ્યું હોય તેવું પ્રાપ્ત થવું તે. |
| પૈશુન્ય એટલે શું? | પરનિંદા. |
| નિરંતર નર્કમાં કોણ રહે છે? | પાસે પૈસા હોવા છતાં જે રંકોને આપતો નથી, તેનો ઉપયોગ કરતો નથી અને મારી પાસે તો કાંઇ નથી એમ કહે છે તે. |

| | |
|---|---|
| સર્વની સાથે જે પ્રેમ-પૂર્વક મિષ્ટ વચન બોલે છે, તેને શું લાભ થાય છે? | તે સર્વને પ્રિય થઇ પડે છે. |
| જે વિચાર કરીને કાર્ય કરે છે તેને હમેશાં શું મળે છે? | જય. |
| જેને પુષ્કળ મિત્રો હોય છે, તેને શું મળે છે? | તે સુખમાં રહે છે. |
| જે ધર્માચરણ કરે છે, તેને શું મળે છે? | મોક્ષ. |
| આશ્ચર્ય કયું? | દરરોજ પ્રાણીઓને મરતાં જોયા છતાં, આપણે મરવું છે એમ કોઈ લક્ષ્યમાં લેતું નથી તે. |
| માર્ગ કયો? | જે માર્ગે મહાપુરુષો જાય છે તે. |



# ૪ વિરાટ પર્વ.



ધીમે ધીમે પાંડવોના વનવાસનાં બાર વર્ષો પૂર્ણ થઈ ગયાં અને હવે અજ્ઞાતવાસનું તેરમું વર્ષ રહ્યું, તે તેમણે મત્સ્ય દેશના વિરાટ રાજાના પાટનગરમાં જુદા જુદા વેષે રહીને વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો. અને આવો ઠરાવ કરીને તેઓ વિરાટ નગરની પાસે આવી પહોંચ્યા. નગરમાં પ્રવેશ કર્યા પૂર્વે તેમણે પોતાનાં સમસ્ત શસ્ત્રાસ્ત્રોનો એક ભારો.બાંધ્યો, અને તેને નગરની બહાર આવેલા સ્મશાનની નિકટ એક મોટા શમીવૃક્ષના પોલાણમાં મૂક્યો; અને ત્યાં કોઈ જાય નહિ એટલા માટે, તે વૃક્ષની શાખા સાથે એક પ્રેતને લટકાવી દીધું. પછી તેમણે વિરાટ

રાજાના પાટનગરમાં પ્રવેશ કર્યો. પ્રથમ યુધિષ્ઠિર બ્રાહ્મણના વિષે વિરાટ રાજાની પાસે જઇ બોલ્યો;—" હું યુધિષ્ઠિરનો મિત્ર છું અને મારૂં નામ કંક છે. મને દ્યૂત વિદ્યા ઉત્તમ પ્રકારે આવડે છે." ત્યારે વિરાટે તેને દરબારમાં રાખી લીધો. પછી ભીમ તેની પાસે જઇ બોલ્યો;— " હું બલ્લવ નામનો રસોઇઓ છું. હું ઉત્તમ પ્રકારે રસોઇ કરી જાણું છું. હું યુધિષ્ઠિરને ત્યાં હતો. હું મલ્લવિદ્યા પણ સારી રીતે જાણું છું." વિરાટે તેને પણ આશ્રય આપ્યો અને તેને પોતાની ભોજનશાળાનો મુખ્ય અધિકારી નિમ્યો. પછી દ્રૌપદી વિરાટની રાણી સુદેષ્ણાની પાસે જઇ બોલી;—" હું સૈરંધ્રી દાસી છું. હું પૂર્વે શ્રીકૃષ્ણની પત્ની સત્યભામા અને પાંડવોની ભાર્યા દ્રૌપદીના આશ્રયમાં હતી. પાંચ ગંધર્વો મારા પતિ છે અને તેઓ ગુપ્ત રીતે નિરંતર મારૂં

રક્ષણ કરે છે. હું કોઇનું ઉચ્છિષ્ટ ખાતી નથી અને કોઇના પગ ધોતી નથી." આ સાંભળી સુદેષ્ણાએ તેને પોતાની દાસી તરિકે રાખી લીધી. પછી સ્ત્રીનો વેષ ધારણ કરી અર્જુન આવ્યો. તેણે ગાયન, વાદન, નૃત્ય વગેરે કલા મને સારી આવડે છે એમ કહેવાથી, વિરાટ રાજાએ તેને પોતાની પુત્રી ઉત્તરાને એ કલા શિખવવાને રાખી લીધો. અર્જુને બૃહન્નડા એવું નામ ધારણ કર્યું હતું. નકુલ ગ્રંથિક નામ ધારણ કરીને આવ્યો અને, મને અશ્વવિદ્યા ઉત્તમ પ્રકારે આવડે છે એમ તેણે વિરાટ રાજાને જણાવ્યું. પછી સહદેવ આવીને બોલ્યો:- "હું ગોવિદ્યા સારી જાણું છું અને મારૂં નામ તંતિપાલ છે." ત્યારે વિરાટે સહદેવને ગોપાલોનો મુખ્ય અધિકારી નિમ્યો, અને નકુલને પાગાનો વરિષ્ઠ અમલદાર નિમ્યો.



# કીચકવધ.



પાંડવો અને દ્રૌપદીએ વિરાટની પાસે રહી કેવળ ચાકરનાં કામ કરતાં હતાં. એમ કરતાં કરતાં દશ મહિના વ્યતીત થયા અને અજ્ઞાતવાસના કેવળ બે મહિના બાકી રહ્યા. પરંતુ તેટલામાં પણ તેમની ઉપર એક મહા સંકટ આવી પડ્યું. રાણી સુદેષ્ણાનો કીચક નામનો એક ધર્મબંધુ (કહેવાનો ભાઈ, માનેલો બંધુ ) હતો. તે અત્યંત પરાક્રમી અને શૂર તથા વિરાટનો સેનાપતિ હતો. તેણે એક દિવસ રાજમહાલયમાં દ્રૌપદીને સહજ જોઇ. અને તેણે નિર્લજ્જપણે તેને કહ્યું કે, તું મારી ભાર્યા થા. દ્રૌપદીએ કાંઈ તેનું કહેવું માન્યું નહિ. તે હમ્મેશાં તેને કંટાળો આપતો હતો. તેથી એક દિવસ તે દુષ્ટના હાથ-

માંથી રક્ષણ મેળવવાને માટે તે રાજ સભામાં દોડી ગઇ. તેની પૂઠે તે દુષ્ટ પણ ગયો. અંતે તેને પકડીને તે ચાંડાળે તેને ભરસભામાં લાત મારી. ભીમથી આ સહન થઇ શકયું નહિ. તે કીચકને મારવાને માટે ઉઠયો. પરન્તુ યુધિષ્ઠિરે તેને દબાવ્યો. યુધિષ્ઠિર તરફથી ઇશારત મળતાં જ અતિ કષ્ટથી પોતાનો ક્રોધ દબાવી ભીમસેન ત્યાંથી ચાલ્યો ગયો. દ્રૌપદી કરુણ સ્વરે આક્રોશ કરવા લાગી. સભામાંના માણસો તેની દાદ લેવાને બદલે અપશબ્દો બોલવા લાગ્યા. આવી દશા જોઈ તેનું સમાધાન કરવાને માટે યુધિષ્ઠિર બોલ્યો; “ સૈરંધ્રી, તું હવે અહીંઆં ઉભી રહીશ નહિ. રાણીના મહેલમાં જા. તારા ગંધર્વ પતિ આ સમયે તારૂં રક્ષણ કરવાને આવ્યા નથી; માટે તેમને એમ લાગ્યું હશે કે વૈર લેવાનો આ

સમય નથી. જેણે તને લાત મારી છે તેનું પારિપત્ય તારા પતિ યોગ્ય સમયે કરશે. પરંતુ અહીંઆં તો તું ક્ષણભર પણ રહીશ નહિ." આ સાંભળી દ્રૌપદી ત્યાંથી ચાલી ગઈ. પછી તે અલ્પ સમયમાં ભીમને એકાંતમાં મળી અને પોતાનાં દુઃખની સર્વ હકીકત તેને કહી અત્યંત શોક કર્યો. ત્યારે ભીમે તેને વચન આપ્યું કે, "હું કીચકને મારૂં છું." અને કાંઈક યુક્તિથી ભીમે કીચકને રાત્રિના સમયે નૃત્યશાળામાં બોલાવ્યો અને તેને મારી નાંખ્યો. પછી મારા પર અત્યાચાર કરનાર કીચકને મારા ગંધર્વ પતિઓએ મારી નાંખ્યો છે; એવી વાત સૈરંધ્રીએ ચોતરફ ફેલાવી. તેથી લોકોને બીજા કોઈ પર સંશય આવ્યો નહિ. પરંતુ કીચકના સગાઓએ સૈરંધ્રીને લીધે જ તેને મરેલો જોઇને તેને જીવતી બાળી નાંખવાનો

નિશ્ચય કર્યો. તેઓ તેને બાળી મૂકવાને માટે લઇ જતા હતા એવામાં, ભીમે વેષ બદલીને તેમની પાસે જઈ તે સર્વને મારી નાંખ્યા. આ રીતે દ્રૌપદીને લીધે આટલા બધા માણસો મરેલા જોઈને વિરાટ પણ ગભરાયો અને તેણે સુદેષ્ણા દ્વારા દ્રૌપદીને કહેવરાવ્યું કે;–"તારે લીધે અમારા સર્વનો નાશ થશે, માટે તું અમારા રાજ્યમાં રહીશ નહિ. તું તાબડતોબ અહીંઆંથી ચાલી જા." ત્યારે દ્રૌપદીએ પરમ આર્જવતાથી સુદેષ્ણાને કહ્યું કે;–"બીજા તેર દિવસ મને રાજ્યમહાલયમાં રહેવા દો. પછી મારા પતિઓ આવી તે મને લઈ જશે અને આપનો ઉપકાર પણ રાખશે નહિ." આથી સુદેષ્ણાએ તેને રહેવાની પરવાનગી આપી.



# ઉત્તર ગોગ્રહણ.

પાંડવોના અજ્ઞાતવાસનો પ્રારંભ થયા પછી તેમને શોધી કાઢી, પુનઃ બાર વર્ષનો વનવાસ અને એક વર્ષનો અજ્ઞાતવાસ ભોગવવાની ફરજ પાડવાને માટે દુર્યોધને ચોતરફ અનેક દૂતો મોકલ્યા હતા. તેમણે પુષ્કળ તપાસ કરી, પરંતુ તેમાંના કોઇને પણ પાંડવોનો પત્તો લાગ્યો નહિ; પરંતુ કીચક અને તેના એકસો પાંચ સગાઓનો ગંધર્વોએ વધ કર્યો છે, એવી ખબર દૂતોએ દુર્યોધનને પહોંચાડી. આ કીચકે ત્રિગર્ત દેશના રાજા સુશર્માનો યુદ્ધમાં અનેક વાર પરાભવ કર્યો હતો. આથી કીચકના વધના સમાચાર જ્યારે બહાર ફેલાયા, ત્યારે આ સંધિનો લાભ લઈ ત્રિગર્તનરેશ અને કૌરવો એકત્ર થયા; અને

તેમણે મત્સ્ય દેશ પર આક્રમણ કરી, તે રાજ્ય ઉભયની વચ્ચે વ્હેંચી લેવાનો ઠરાવ કર્યો. દુર્યોધનને આ યોજના ઘણી જ પસંદ પડી. વળી તેમણે એવો ઠરાવ કર્યો કે, સુશર્માએ દક્ષિણ તરફથી અને કૌરવોએ ઉત્તર તરફથી મત્સ્ય દેશ ઉપર આક્રમણ કરવું. આ ઠરાવ પ્રમાણે સુશર્માએ પ્રથમ દક્ષિણ તરફથી આક્રમણ કર્યું. આ વાતની જ્યારે વિરાટને ખબર પડી ત્યારે તે તત્કાલ પોતાનું સૈન્ય લઈ યુદ્ધ કરવાને આવ્યો. તે અર્જુન શિવાય સર્વ પાંડવોને પણ પોતાની સાથે લઈ આવ્યો હતો. ઉભય સૈન્યોની વચ્ચે દારુણ યુદ્ધ થયું. પરંતુ વિરાટ રાજા અંતે શત્રુના હાથમાં સપડાયો. ત્યારે યુધિષ્ઠિર સ્વસ્થ રહી શક્યો નહિ. તેને લાગ્યું કે વિરાટ રાજાના અમારી ઉપર ઉપકાર થયા છે; એટલા માટે આ સમયે જો એને મુક્ત કરીશું નહિ તો,

અમારી ઉપર અકૃતજ્ઞતાનો દોષ આવશે. આવો વિચાર કરી તેણે પોતાના બંધુઓને વિરાટને મુક્ત કરવાની સૂચના કરી. પછી તો પૂછવું જ શું ? તેમણે તત્કાળ સુશર્માની પૂઠ પકડી. ભીમે શત્રુના સમસ્ત સૈન્યનો નાશ કરી વિરાટને મુક્ત કર્યો. આથી વિરાટને પરમ આનંદ થયો અને તેણે પાંડવોનો ઘણો આભાર માન્યો.

આ તરફ આવી ગરબડ ચાલી રહી છે એવામાં કૌરવોએ, ઉત્તર તરફથી આવી વિરાટની સાઠ હજાર ગાયો નસાડી. મુખ્ય ગોપે આવીને આ વર્તમાન રાજ્યમહાલયમાં જણાવ્યા. વિરાટરાજા પોતાની સેનાસહિત દક્ષિણ તરફના યુદ્ધમાં ગુંથાયલો હોવાથી, કૌરવોને હાથ બતાવવા જઈ શકે એવું કોઈ પણ મહાલયમાં નહોતું. માત્ર રાજપુત્ર ઉત્તર ત્યાં હતો. કૌરવોએ

ગાયો નસાડી એ વાત તેના સાંભળવામાં આવતાં જ તે બડી અક્કડાઇથી બોલ્યો;—"શું કરૂં ? જો આ વખત મને કોઈ ઉત્તમ સારથી મળે, તો હું હમણાં ને હમણાં ગાયોને છોડાવી લાવું ! કૌરવો તો શું ! પરંતુ પ્રત્યક્ષ અર્જુન હોત તો, તેનો પણ પરાભવ કરીને ગાયોને પાછી આણત ! કોઈ પણ એક ઉત્તમ સારથી મળી જાય એટલે બસ !" અંતે દ્રૌપદીની સૂચનાથી બૃહન્નડા અર્થાત્ અર્જુનને પોતાનો સારથી બનાવી, અને થોડાક સૈનિકો પોતાની સાથે લઈ; તે કૌરવોની ઉપર આક્રમણ કરવાને ગયો.

નગરની બહાર ઘણે દૂર સુધી રથ ગયા પછી, તેને કૌરવોની અપાર સેના દૃષ્ટિગોચર થવા લાગી. દ્રૌપદી ઉપર અત્યાચાર કરનાર પોતાના દુષ્ટ શત્રુને, પોતાની સામો જોઈને અર્જુનને ક્રોધ

ચઢયો. પરંતુ કૌરવોની અપાર સેનાને સામે જોઇને, ઉત્તરનાં તો હાંઝાં જ ગગડી ગયાં. ઘરમાં બાયડીઓની આગળ હાંકેલી શૂરપણાની બડાઈ ક્યાંની ક્યાં અદશ્ય થઈ ગઈ. અને તે બૃહન્નડાને પરમ આર્જવતાથી કહેવા લાગ્યો કે;-"રથ પાછો નગર તરફ હાંક." બૃહન્નડાએ તેને હિમ્મત આપવાને ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તે સર્વથા નિષ્ફળ ગયો. બૃહન્નડાએ તેની આજીજીનો અનાદર કરેલો જોઇ ઉત્તર રથમાંથી નીચે કુદી પડયો અને પગે જ નગર તરફ નાસવા લાગ્યો. પરંતુ બૃહન્નડાએ તેની પાછળ દોડીને તેને પકડી લીધો. ઉત્તર તેના પગ પકડીને તેને કાલાવાલા કરવા લાગ્યો કે, આ વખતે તું મને છોડી દે. પરંતુ બૃહન્નડાએ તેને ઉંચકીને રથમાં નાંખ્યો અને તેને કહ્યું કે, "જો તારે યુદ્ધ કરવું ન હોય તો



ઘણા બળથી તેણે તેના (ધનુષ્યનો) ટંકાર કરી દશે દિશા ગજાવી મૂકી. [ પૃ. ૧૧૫.

મારો સારથી બન, હું યુદ્ધ કરીશ; પરંતુ આ રીતે તું ડરીને નાશી જઇશ મા." આ સાંભળી ઉત્તરને જરા ધીરજ આવી. પછી બૃહન્નડાએ નગરની બહારના સ્મશાન તરફ પોતાનો રથ ફેરવ્યો. ત્યાં આવ્યા પછી તેણે શમી વૃક્ષપરનાં પોતાનાં અસ્ત્રો ઉત્તરની પાસે કઢાવ્યાં. આ અસ્ત્રો કોનાં છે? એવો ઉત્તરે જ્યારે પ્રશ્ન કર્યો, ત્યારે અજ્ઞાતવાસની મુદત પૂરી થઈ છે એમ જાણી; તેણે તેને પોતાનું ખરું નામ કહ્યું. અને પોતાના બંધુઓ તથા દ્રૌપદી કયા વેષમાં અને શા કામ ઉપર છે તે પણ તેને જણાવ્યું. પછી બૃહન્નડાએ પોતાનો સ્ત્રીવેષ ત્યાગ કરી અર્જુનનો વેષ ધારણ કર્યો. હવે અર્જુને પોતાનું ગાંડીવ ધનુષ્ય સજ્જ કર્યું અને ઘણા હર્ષથી તેનો ટંકાર કરી દશે દિશા ગજાવી મૂકી! પછી તે રથમાં બેઠો.

ઉત્તરે રથ ચલાવ્યો કે, તરત જ અર્જુને પોતાનો દેવદત્ત નામનો શંખ જોરથી ફુંક્યો. તે શંખનો પ્રચંડ ધ્વનિ અને ધનુષ્યનો ટંકાર સાંભળી, કૌરવોને ખાત્રીપૂર્વક લાગ્યું કે, અર્જુન જ આપણી સામે આવે છે. હવે કૌરવોમાં એવી ચર્ચા શરૂ થઈ કે, પાંડવો અજ્ઞાતવાસનું વર્ષ પૂર્ણ થયા પૂર્વે પ્રકટ થયા છે; માટે તેમણે પુનઃ બાર વર્ષનો વનવાસ કરવો જોઇએ. અને આ તકરારે અતિ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું. અંતે ભીષ્મે સર્વની ખાત્રી કરી કે, પાંડવોના અજ્ઞાતવાસનું વર્ષ પૂરૂં થઈ ગયું છે. એટલામાં અર્જુનનો રથ કૌરવોના સૈન્યની પાસે આવીને ઉભો રહ્યો. અતિ દારુણ યુદ્ધ શરૂ થયું. કર્ણ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય વગેરે મોટા મોટા વીરો અર્જુન સાથે યુદ્ધ કરીને થાક્યા. એવામાં અશ્વત્થામા આગળ આવ્યો. અર્જુને તેને પણ જીવ

લઈને નાશી જવાની ફરજ પાડી. કર્ણ પુનઃ સામે થયો, પરંતુ તેને તરત જ પાછા હઠવાની ફરજ પડી. પછી ભીષ્મ અને અર્જુનની વચ્ચે યુદ્ધ શરૂ થયું. ઉભયે પોતાના પરાક્રમની અવધિ બતાવી. અંતે અર્જુનના બાણથી ભીષ્મ રથમાં બેશુદ્ધ થઇને પડયો. ત્યારે સારથી તેનો રથ એક બાજુએ લઈ ગયો. દુર્યોધન, દુઃશાસન, વિકર્ણ વગેરે કૌરવોની સાથે પણ અર્જુનને યુદ્ધ થયું, પરંતુ તેમનો પણ તેણે પરાભવ કર્યો. કોઈ પણ એક વીરને તે ગાંઠતો નથી એમ જોઈ, સર્વ કૌરવોએ તેની ઉપર સામટું આક્રમણ કર્યું પરંતુ તેણે એક અસ્ત્ર છોડી સર્વને ત્યાંના ત્યાં જ બેશુદ્ધ કરી દીધા. આ રીતે પોતાના પરાક્રમની અને અસ્ત્રવિદ્યાની કૌરવોને થોડીક વાનગી ચખાડી અને વિરાટની ગાયોને છોડાવી અર્જુન પાછો ફર્યો. તે

ઉત્તરને બનેલી સર્વ હકિકત ગુપ્ત રાખવાનું કહી, રથ લઇને સ્મશાનની પાસે આવ્યો; અને પોતાનાં સમસ્ત અસ્ત્રો શમીના પોલાણમાં મૂકી તેણે પુનઃ સ્ત્રીવેષ ધારણ કર્યો. પછી તે ઉભય નગર તરફ આવવાને નીકળ્યા.

આ તરફ વિરાટ રાજા યુધિષ્ઠિરાદિ પાંડવોને લીધે જય મેળવીને પાછો આવ્યો, અને બૃહન્નડાને લઇને ઉત્તર કૌરવોની સાથે યુદ્ધ કરવાને ગયો છે; એવી વાત સાંભળી તેને રાજકુમાર વિષે અતિ ચિંતા થવા લાગી. તે તેને સાહાય્ય કરવાને સૈન્ય મોકલવાની તૈયારીમાં હતો, એટલામાં ઉત્તર વિજયી બનીને પાછો ફર્યો છે; એવા વર્તમાન તેના સાંભળવામાં આવ્યા. આ સમાચાર સાંભળી તેને પરમ આનંદ અને આશ્ચર્ય થયું. પછી કંક (યુધિષ્ઠિર) ની સાથે દ્યૂત ખેલતો ખેલતો વિરાટ પોતાના પુત્રના

પરાક્રમની મોટી શેખી હાંકવા લાગ્યો. ત્યારે કંક બોલ્યો;—"જેનો સારથી બૃહન્નડા છે તે તો અવશ્ય વિજયી થવાનો જ !" આથી વિરાટ અતિ ક્રુદ્ધ થઈ બોલ્યો;—"મારો ઉત્તર અને બૃહન્નડા એ ઉભયને તું સમાન ગણે છે કે? ખબરદાર, પુનઃ આવા શબ્દો મુખમાંથી કાઢ્યા તો તારી વાત તું જાણ્યો." વાત આટલે સુધી આવી પહોંચી તોપણ, કૌરવોની સામે બૃહન્નડા શિવાય કોઈ પણ ટકી શકે એમ નથી એમ આગ્રહપૂર્વક કહેવાને યુધિષ્ઠિર અચક્યો નહિ. આથી વિરાટના ક્રોધનો પાર રહ્યો નહિ અને તેણે પોતાના હાથમાંના પાસા યુધિષ્ઠિરના મુખ ઉપર માર્યા. આથી તેના નાકમાંથી રક્ત વહેવા લાગ્યું, તોપણ યુધિષ્ઠિરે પોતાની શાંતિ છોડી નહિ. એવામાં ઉત્તર ત્યાં આવ્યો અને કંકની તેવી દશા જોઈ, આ કાર્ય

કોણે કર્યું એવો તેણે પ્રશ્ન કર્યો. ત્યારે વિરાટે તેને સર્વ હકીકત કહી સભળાવી. પછી પોતાના પિતાને સ્હેજ ઠપકો આપી ઉત્તર બોલ્યોઃ—“ મેં કૌરવોને જીત્યા પણ નથી અને ગાયો છોડાવી પણ નથી. હું રણમાંથી નાશી આવતો હતો એટલામાં, એક દેવપુત્રે આવી મને ધીરજ આપી અને કૌરવોનો પરાજય કર્યો. તે કાલે કિંવા પરમ દહાડે આવીને આપને મળશે.” આ હકીકત સાંભળી વિરાટને ક્રોધાવેશમાં પોતાના હાથથી બનેલા કૃત્ય માટે ઘણો પશ્ચાત્તાપ થયો અને તેણે તે વાત કંકને પણ કહી.

પછી એકાદ બે દિવસમાં પાંડવોએ પોતાનો ખરો પરિચય વિરાટને આપ્યો, ત્યારે તેને ઘણો આનંદ થયો. અને તેણે તરત જ અર્જુનને કહ્યું કે; “આપ ઉત્તરાનો સ્વીકાર કરો એવી મારી

ઇચ્છા છે.' આ સાંભળી અર્જુન બોલ્યો;- "મેં તેને ગાયન, નૃત્ય શીખવ્યું છે તેથી મારો તેની સાથે ગુરુ શિષ્યાનો સંબંધ બંધાયો છે. મારે તે પુત્રીવત્ છે. તોપણ મારા અભિમન્યુની સાથે એનો વિવાહ કરી એને મારી પુત્રવધૂ કરવાને હું તૈયાર છું." વિરાટે તેનું કહેવું માન્ય કર્યું. ઉત્તરાના વિવાહ કર્યા પછી પાંડવો ઉપપ્લવ્ય નામના એક નગરમાં જઇને રહ્યા. ધર્મે પોતાના સમસ્ત આપ્તો અને ઇષ્ટ મિત્રોને ત્યાં તેડાવી મંગાવ્યા. પછી ઉત્તરા અને અભિમન્યુના વિવાહ મોટા ઠાઠમાઠથી થયા. તેર વર્ષો દુઃખમાં કાઢ્યા પછીના આ પ્રથમ જ મંગલ પ્રસંગે સર્વને અપાર આનંદ થયો.



# ૫. ઉદ્યોગ પર્વ.



પાંડવોએ વનવાસનાં બાર વર્ષો અને અજ્ઞાતવાસનું એક વર્ષ પૂરૂં કર્યું. હવે દ્યૂતની સરત પ્રમાણે જો દુર્યોધન આપણું રાજ્ય પાછું ન સોંપે તો આપણે શું કરવું? એ પ્રશ્ન તેમના મનમાં સાહજિક રીતે ઘોળાવા લાગ્યો. અભિમન્યુના લગ્ન પ્રસંગે ઉપપ્લવ્ય નગરમાં દ્રુપદ અને પાંડવોના પક્ષના બીજા રાજાઓ એકઠા થયા હતા. લગ્નકાર્ય સમાપ્ત થયા પછી એક દિવસ આ સર્વ રાજાઓ વિરાટના સભાગૃહમાં એકઠા થયા, તે વખતે ઉપરોક્ત પ્રશ્ન નીકળ્યો. આ સમયે શ્રીકૃષ્ણ બોલ્યા;—" દુર્યોનેધ

આજ પર્યંત પાંડવોની સાથે કેવું વર્તન કર્યું છે, તેમને તેને લીધે કેટલાં કષ્ટો સહન કરવાં પડયાં છે, અને તેમણે વનવાસમાં કેવાં સંકટો સહન કર્યાં છે તે આપ સર્વને વિદિત જ છે. એમણે કેવળ સત્યની ખાતર આટલાં દુઃખો સહન કર્યા છે. દુર્યોધન હવે એમનું રાજ્ય પાછું આપશે કે નહિ, તે કાંઈ સમજાતું નથી. માટે આવી સ્થિતિમાં શું કરવું, તેનો આપ સર્વ વિચાર કરો. અર્ધું રાજ્ય માગવાને માટે કૌરવોની પાસે એક દૂત મોકલવો જોઇએ એવો મારો મત છે.” ત્યાર પછી પુષ્કળ વાદવિવાદ થયો. અંતે વૃદ્ધ દ્રુપદ રાજાએ પુખ્ત વિચાર કરીને સલાહ આપી. તેઓ બોલ્યા;–“દુર્યોધન સરલ રીતે પાંડવોનું રાજ્ય આપનાર નથી. નમ્રતાપૂર્વક બોલવાથી પાંડવો ડરકણ છે એમ તેમને લાગશે. માટે શ્રીકૃષ્ણની

સલાહ પ્રમાણે કૌરવોની પાસે પણ એક દૂત મોકલવો, અને આ તરફ આપણને યુદ્ધમાં સાહાય્ય કરવાની વિનંતિ કરવા માટે ભિન્ન ભિન્ન રાજાઓની પાસે પણ દૂત મોકલવા." આ સલાહ પ્રમાણે કાર્ય કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. પછી દ્રુપદ રાજાએ પોતાના પુરોહિતને દૂત તરિકે કૌરવોની પાસે મોકલ્યો. વળી પાંડવોની તરફથી સર્વ રાજાઓની પાસે પણ મદદ માગવાને દૂતો ગયા.

ભવિષ્યમાં થનારા યુદ્ધમાં શ્રીકૃષ્ણની સાહાય્ય લેવાની, કૌરવો અને પાંડવો એ ઉભયને ઇચ્છા હતી. તે પ્રમાણે તેને આમંત્રણ કરવાને માટે, પાંડવોની તરફથી અર્જુન અને કૌરવોની તરફથી દુર્યોધન દ્વારકામાં ગયા. બન્ને એક જ દિવસે ત્યાં પહોંચ્યા. દુર્યોધન પ્રથમ કૃષ્ણની પાસે ગયો, ત્યારે તેઓ સૂતેલા હતા; તેથી ઉશિકા તરફ એક આસન



જાગૃત થયા પછી શ્રીકૃષ્ણે પ્રથમ અર્જુનને અને પાછળથી દુર્યોધનને જોયો. [ પૃ. ૧૨૫.

પર બેઠો. પાછળથી અર્જુન આવ્યો. તે નમ્રતાપૂર્વક શ્રીકૃષ્ણના પગ તરફ બેઠો. જાગૃત થયા પછી શ્રીકૃષ્ણે પ્રથમ અર્જુનને અને પાછળથી દુર્યોધનને જોયો. ત્યારે દુર્યોધન બોલ્યો;–"યુદ્ધમાં તારી સાહાય્ય માગવાને હું પ્રથમ આવ્યો છું, માટે મારા પક્ષમાં તારે આવવાનું છે." આ સાંભળી શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;–"દુર્યોધન, તું પ્રથમ આવ્યો ખરો; પરંતુ મેં અર્જુનને પ્રથમ જોયો છે. માટે હું ઉભય પક્ષને સાહાય્ય કરીશ. એક પક્ષને મારા દશ લાખ યાદવો સાહાય્ય કરશે અને બીજા પક્ષને હું એકલો સાહાય્ય કરીશ. પરંતુ હું યુદ્ધ કરીશ નહિ અને હાથમાં શસ્ત્ર પણ લઇશ નહિ. અર્જુન! તું આમાંથી કોને સ્વીકારે છે બોલ." આ સાંભળી અર્જુન બોલ્યો;–"કૃષ્ણ, તું એકલો મારા પક્ષમાં આવ." યુદ્ધ

ન કરનાર અને નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણના કરતાં દશ લક્ષ સશસ્ત્ર યાદવો પોતાને મળ્યા. એટલા માટે મૂર્ખ દુર્યોધનને આનંદ થયો! પછી દુર્યોધન ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી શ્રીકૃષ્ણે અર્જુનને પ્રશ્ન કર્યો;--" યાદવોનું સૈન્ય નહિ માગતાં તેં મનેજ શા માટે માગ્યો ?" ત્યારે અર્જુન બોલ્યો; " હે કૃષ્ણ! જ્યાં તું જાય છે ત્યાં યશ અને કીર્તિ હોય છે એ હું જાણું છું, તેથી મેં તને પસંદ કર્યો. તું મારો સારથી થાય એવી ઘણા દિવસથી મારી ઇચ્છા છે, તે આ વખત તું પૂર્ણ કર." આ માગણી શ્રીકૃષ્ણે આનંદપૂર્વક સ્વીકારી. પછી શ્રીકૃષ્ણ અને અર્જુન યુધિષ્ઠિરની પાસે આવ્યા.

પાંડવોના દૂત રવાના થયા છે, એવા વર્તમાન સાંભળી કૌરવોએ પણ ભિન્ન ભિન્ન રાજાઓની પાસે પોતાના દૂતો

મોકલ્યા હતા. તેથી ઉભય પક્ષનાં સૈન્યો ધીમે ધીમે એકઠાં થવા લાગ્યાં.

## સંધિની ખટપટ.

આ તરફ દ્રુપદ રાજાનો પુરોહિત હસ્તિનાપુરમાં આવ્યો. કૌરવસભામાં આવી, તેણે પાંડવોનો સંદેશો ધૃતરાષ્ટ્રને કહ્યો. તે પુરોહિતનું સર્વ કથન ભીષ્મને ઘણું પસંદ પડ્યું. અંતે ધૃતરાષ્ટ્રે તેને એમ કહીને વિદાય કર્યો કે "અમે સર્વ વાતનો વિચાર કરી અમારો અભિપ્રાય જણાવવાને માટે સંજયને થોડા વખતમાં યુધિષ્ઠિરની પાસે મોકલીશું." અને થોડા વખતમાં સંજય ધૃતરાષ્ટ્રની તરફથી યુધિષ્ઠિરની પાસે ગયો પણ ખરો. તે જે સંદેશો

લઈ ગયો તે સર્વ મોઘમ હતો. અર્ધું રાજ્ય આપીએ છીએ કિંવા નહિ, એવો કાંઈ સ્પષ્ટ ખુલાસો તેમાં નહોતો. આ સંદેશો સાંભળીને યુધિષ્ઠિરને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. પછી તેણે સંજયને પોતાનો સંદેશો જણાવ્યો કે, "કાં તો અમારૂં રાજ્ય અમને આપવું ને કાંતો યુદ્ધ કરવાને માટે તૈયાર થવું, એ બે જ માર્ગો હવે રહેલા છે. તોપણ યુદ્ધ થઈ સર્વ કુરુકુલનો નાશ થાય એ અમને ઠીક લાગતું નથી. માટે જો તમે અમો પાંચ બંધુઓને પાંચ ગામ આપશો, તો તેટલાથી પણ અમારા મનનું સમાધાન થશે. અને તેમ કરો તો તમારા પાછલા અપરાધો ક્ષમા કરી, તમારી સાથે સખ્ય કરવાને અમે તૈયાર છીએ." અને યુધિષ્ઠિરે જણાવેલો આ સંદેશો શ્રીકૃષ્ણને પણ પસંદ પડયો.

સંજયે હસ્તિનાપુરમાં આવી સભા-

માં ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ, દુર્યોધન વગેરે સર્વને પાંડવોનો સંદેશો જણાવ્યો. પછી તે વિષે ત્યાં પુષ્કળ વાદવિવાદ થયો. પાંડવોનું રાજ્ય પાછું આપવામાં જ સર્વનું કલ્યાણ છે એવો ઉપદેશ ભીષ્મ અને દ્રોણે આપ્યો. ધૃતરાષ્ટ્ર અને દુર્યોધન એ ઉભયને તેમણે અનેક શિખામણો આપી. કેટલીક વાર પછી ધૃતરાષ્ટ્રને યુદ્ધથી થનારા નાશની કલ્પના થવા લાગી અને તેનું મન વળ્યું. પરંતુ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. દુર્યોધન કોઇનું કહ્યું માનતો નહોતો. તે તો બસ હઠ જ લઇને બેઠો. તેણે સ્પષ્ટ કહી દીધું કે, "પાંચ ગામની વાત તો દૂર રહી, પરંતુ સોયના અગ્ર પર રહે એટલી માટી સુદ્ધાં પાંડવોને આપવાને હું તૈયાર નથી." અને તેના કથનને કર્ણ તરફથી પણ પુષ્ટિ મળી. દુર્યોધન કોઇનું

સાંભળતો નથી એમ જોઈ, ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને અત્યંત ખોટું લાગ્યું. પરંતુ તે કરે શું ? તેમના દુષ્ટ અને દુરાગ્રહી પુત્રની આગળ તેમનું કાંઈ પણ ચાલતું નહોતું.



## શ્રીકૃષ્ણની મધ્યસ્થતા.



આ પ્રકારે જેમ કૌરવસભામાં ચર્ચા ચાલી તેમ યુદ્ધ કરવું કે ન કરવું એ વિષે પાંડવોને ત્યાં પણ ચર્ચા ચાલી. યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યું;—" અમે નિદાન પાંચ ગામો માગ્યાં, પરંતુ દુર્યોધન તે આપવાને પણ તૈયાર નથી. તો હવે અમારે શું કરવું તે આપ અમને જણાવો." શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો;— "હું જાતે જઈને તમારી ઉભયની વચ્ચે

સખ્ય કરાવવાનો પ્રયત્ન કરૂં છું." પરંતુ શ્રીકૃષ્ણ એકલા કૌરવસભામાં જાય તે યુધિષ્ઠિરને યથાર્થ લાગતું ન હોતું. કારણ કે, રખેને દુર્યોધન તેનું કાંઈ અનિષ્ટ કરે એવી તેને ભીતિ લાગતી હતી. પરંતુ શ્રીકૃષ્ણે "મારા સંબંધી તમે કાંઈ ચિંતા કરશો નહિ, હું સર્વેને પૂરો પડું એવો છું." એમ કહી તેના મનનું સમાધાન કર્યું અને તેઓ સર્વ પાંડવોની આજ્ઞા લઈ કૌરવોની પાસે આવ્યા. હસ્તિનાપુરમાં પ્રવેશી તેમણે પ્રથમ રાજ્યમહાલયમાં જઇ ધૃતરાષ્ટ્રની મુલાકાત લીધી અને પછી વિદૂરને ઘેર જઇ મુકામ કર્યો. વિદૂર તેમનો ભક્ત હતો. ભક્ત રંક હોય તોપણ પરમેશ્વરને તે અત્યંત પ્રિય હોય છે. તે શ્રીમંતાઇ તરફ જોતો નથી; ભક્તિ તરફ જુએ છે. અસ્તુ. વિદૂરને ઘેર તેમને કુંતિનો મેળાપ થયો; ત્યારે

તેમણે તેને ચાર આશ્વાસનનાં વચનો કહી તેના દુઃખી મનનું સમાધાન કર્યું. બીજે દિવસે શ્રીકૃષ્ણને સભામાં લઈ જવાને માટે દુર્યોધન, વિદૂર અને શકુનિ આવ્યા. તેમની સાથે શ્રીકૃષ્ણ રાજ્ય-મહાલયમાં ગયા. પછી તેઓ બોલ્યા;– " કૌરવો અને પાંડવોમાં સખ્ય કરાવવાનો પ્રયત્ન કરવાને હું આવ્યો છું." પછી તેમણે યુદ્ધથી શી શી હાનિ થવાનો સંભવ છે અને સખ્ય કરવાથી ઉભયનું કેવું હિત થનાર છે, પાંડવોએ કેવળ સત્યને ખાતર આજ પર્યંત કેવાં કેવાં સંકટો સહન કર્યાં છે, વગેરે હકિકત પોતાના ભાષણમાં સ્પષ્ટ રીતે જણાવી અને સભામાંના વિચારવંત માણસોને તે પસંદ પણ પડી. પછી ગર્વ અને લોભથી મનુષ્યનો સમૂળ નાશ થાય છે, માટે દુરાગ્રહ છોડી શ્રીકૃષ્ણ અને આપ્ત જનોના કહેવા પ્રમાણે પાંડવોની

સાથે સખ્ય કરો એવો ઉપદેશ કૌર-
વોને ત્યાં આવેલા અનેક ઋષિઓએ
પણ કર્યો. અંતે આ સર્વ દુર્યોધનનો
દુરાગ્રહ છે, માટે તેનું મન વાળવાનો
પ્રયત્ન પુનઃ એક વાર શ્રીકૃષ્ણે કરવો
જોઇએ એમ ધૃતરાષ્ટ્રે જણાવ્યું. તત્પ-
શ્ચાત્ શ્રીકૃષ્ણ, ભીષ્મ, વિદુર અને દ્રોણ
એમણે દુર્યોધનને અનેક રીતે સમ-
જાવ્યો, પરંતુ તેથી કાંઇ સફળતા થઇ
નહિ. ઉલટો તે અધિક કોપિત થઈ
બોલ્યો;—" પાંડવો અમને ધમકી આપે
છે, પરંતુ ધમકીથી ડરીને રાજ્ય પાછું
આપવું એ ખરા ક્ષત્રિયનું કામ નથી.
પાંડવોની સમક્ષ મસ્તક નમાવવા કરતાં
અમે સર્વ યુદ્ધમાં મરણ પામીએ તો
તેથી મને દુઃખ થનાર નથી. સોયના
અગ્ર પર રહે એટલી માટી સુદ્ધાં પાંડ-
વોને આપવાને હું તૈયાર નથી. અને
એટલા માટે કદાચ સમસ્ત રાષ્ટ્રનો

નાશ થાય તોપણ કાંઇ ચિંતા નહિ."
ત્યાર પછી આ રીતે આની આજીજી
કરવી વ્યર્થ છે એમ જોઇ શ્રીકૃષ્ણ
આવેશથી બોલ્યા;—" તને રણાંગણમાં
ધૂળમાં આળોટવાની ઇચ્છા છે ને ?
ઠીક છે. તારી આ ઇચ્છા પાંડવો શીઘ્ર
પૂરી કરશે. આજે તું તેમને તેમનું
રાજ્ય આપતો નથી; પરંતુ જ્યારે તું
ધૂળમાં આળોટતો પડશે ત્યારે તે તારે
મૌનપૂર્વક આપવું પડશે, એ વાત તું
બરાબર ધ્યાનમાં રાખજે." આ સાંભળી
દુર્યોધન એક શબ્દ પણ બોલ્યા વિના
ઉદ્ધતાઇપૂર્વક સભામાંથી ઉઠીને ચાલ્યો
ગયો અને તેની પાછળ દુઃશાસનાદિ
સર્વ કૌરવો પણ ચાલ્યા ગયા. કૌરવ-
કુળના અને સર્વ ક્ષત્રિયના ભાવિ નાશને
અટકાવવાને માટે દુર્યોધન, દુઃશાસન,
કર્ણ અને શકુનિ એ ચંડાળ ચોકડીને
કેદ કરી તેમને પાંડવોને સ્વાધીન કરવા



દુર્યોધને શ્રીકૃષ્ણને કેદમાં નાખવાનો ઠરાવ કર્યો.. [ પૃ. ૧૩૫.

એવી સલાહ શ્રીકૃષ્ણે ધૃતરાષ્ટ્રને સ્પષ્ટ રીતે આપી. છેવટના ઉપાય તરિકે ગાંધારીને બોલાવી મંગાવી તેને દુર્યોધનને સમજાવવાને ધૃતરાષ્ટ્રે કહ્યું. ગાંધારીએ પોતાના પુત્રને પુષ્કળ સમજાવ્યો, પરંતુ તેને પણ કાંઇ સફળતા મળી નહિ. ઉલટો આ ચંડાળ ચોકડીએ શ્રીકૃષ્ણને જ કારાગૃહમાં નાંખવાનો ઠરાવ કર્યો. તેમની આ યોજના સાત્યકીના જાણવામાં આવી અને તેણે તેની ખબર ધૃતરાષ્ટ્ર વિદુર અને શ્રીકૃષ્ણને આપી. ત્યારે ધૃતરાષ્ટ્રે દુર્યોધનને પુનઃ સભામાં બોલાવી મંગાવ્યો. વિદુરે તેને બોધ આપ્યો કે;—" શ્રીકૃષ્ણને કેદ કરવાનો ઠરાવ કરી તું મિથ્યા તારા હાથથી જ તારો ઘાત કરીશ નહિ." એટલામાં શ્રીકૃષ્ણે સ્મિત કરીને પોતાની ઈશ્વરી શક્તિનો ચમત્કાર ત્યાં દર્શાવ્યો. તે જોઇને સર્વ સભા સર્વથા

ચકિત થઈ ગઈ. પછી શ્રીકૃષ્ણે પોતાના રથની તરફ જવા માંડયું.

ભીષ્મ અને દ્રોણ એ ઉભયનો પાંડવોની ઉપર અત્યંત પ્રેમ હતો. તેમનો પક્ષ સર્વથા સત્ય છે એ પણ તેઓ સંપૂર્ણ રીતે જાણુતા હતા. પરંતુ તેઓ કૌરવોની સેવા કરતા હતા અને તેમનું અન્ન ખાતા હતા તેથી એક વાર દુર્યોધને યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો કે પછી તેના પક્ષમાં લડવું એ આપણો ધર્મ છે; પછી ભલેને તે ધર્મ આચરતાં આપણા મનને ગમે તેટલું દુઃખ થાય. એવો તેમણે ઠરાવ કર્યો, અને તેમ કરવું તેમને માટે યોગ્ય પણ હતું.

ત્યાંથી પાછા ફરતી વખતે શ્રીકૃષ્ણે કર્ણને પોતાના રથમાં બેસાડ્યો. રથ ચાલૂ થયા પછી શ્રીકૃષ્ણે તેને કહ્યું;— " કર્ણ! કુંતિ તારી ખરી માતા છે અને તું પાંડવોનો જ્યેષ્ઠ બંધુ છે. માટે હું

તને તેમની પાસે લઈ જાઉં છું અને તારા જન્મની કથા તેમને કહું છું. આથી તેમને પરમ આનંદ થશે. તેઓ તને જ સર્વ રાજ્ય અર્પણ કરશે. અને તેમની સહાયથી તું પૃથ્વીનો રાજા થઇશ." આ સાંભળી કર્ણ બોલ્યો;—

"કુંતિ મારી માતા છે એ વાત હું જાણું છું. પરંતુ મારો જન્મ થતાં જ તેણે મને ફેંકી દીધો અને અધિરથ નામનો સારથી મને પોતાને ઘેર લઈ ગયો. પછી તેની સ્ત્રી રાધાએ મને ઉછેરીને મોટો કીધો. અને હું આજ પર્યંત દુર્યોધનના આશ્રયમાં રહ્યો. તેણે મને અંગ દેશનું રાજ્ય આપીને મોટા દરજ્જા પર ચઢાવ્યો. માટે આ સર્વ માણસોનો ત્યાગ કરીને યુદ્ધના અણીના વખતે મારાથી પાંડવોના પક્ષમાં આવી શકાય એમ નથી. આવા સમયે કૌરવોનો પક્ષ છોડી દેવો એ

મને પૂરે પૂરી નીચતા લાગે છે. અને તેમ હું કદિ પણ કરનાર નથી." પછી શ્રીકૃષ્ણની પ્રેમપૂર્વક આજ્ઞા લઇ કર્ણ હસ્તિનાપુરમાં પાછો આવ્યો.

પછી યુદ્ધની બહુધા તૈયારી થઈ ચૂકી છે એમ જ્યારે કુંતિના સાંભળવામાં આવ્યું, ત્યારે તેણે કર્ણને પાંડવોના પક્ષમાં મળવાને સમજાવવાનો વિચાર કર્યો. એક દિવસ અકસ્માત્ ભાગીરથી નદીના તટ ઉપર તેનો કર્ણની સાથે મેળાપ થયો. ત્યારે તેણે તેની સાથે પ્રેમપૂર્વક સંભાષણ કરી ઉક્ત વાત કાઢી. આ વખતે કર્ણે તેને નિર્દયતાપૂર્વક બાલ્યાવસ્થામાં ફેંકી દેવા માટે અને હવે યુદ્ધના સમયમાં પોતાના સગપણનો પરિચય આપવા માટે તેને પુષ્કળ ઠપકો આપ્યો. તથાપિ અંતે તેણે તેને માત્ર એક વચન આપ્યું. આ વચન એ હતું કે;—"ધર્મ, ભીમ,

નકુળ અને સહદેવનો હું યુધ્ધમાં વધ કરીશ નહિ, પરંતુ માત્ર અર્જુનની સાથે હું તેનો અથવા મારો વધ થાય ત્યાં સુધી લડીશ." આ વચનથી સંતુષ્ટ થઇ કુંતિ વિદુરને ઘેર પાછી આવી.

ઉભય પક્ષો તરફથી યુદ્ધની તૈયારી થઈ. કૌરવોનું અગીઆર અક્ષૌહિણી + સૈન્ય કુરુક્ષેત્રના રણમાં આવી છાવણી નાંખીને પડયું. દુર્યોધનની વિનંતિથી આ સૈન્યનો સેનાપતિ ભીષ્મ થયો હતો. પાંડવોની પાસે સાત અક્ષૌહિણી સૈન્ય એકત્ર થયું હતું. શ્રીકૃષ્ણની સૂચનાથી દ્રૌપદીના બંધુ ધૃષ્ટદ્યુમ્નને પાંડવોએ મુખ્ય સેનાપતિ નિમ્યો. પછી પાંડવોના સૈન્યે પણ કુરુક્ષેત્રમાં આવી છાવણી નાંખી.

---

+ એક અક્ષૌહિણી સૈન્યમાં ૧૦૯૩૫૦ પાયદળ, ૬૫૬૧૧૦ ઘોડેસ્વાર, ૨૧૮૭૦ રથ અને ૨૧૮૭૦ હાથીઓનો સમાવેશ થાય છે.

# ૬ ભીષ્મ પર્વ.



કુરુક્ષેત્રની રણભૂમિ ઉપર ઉભય સૈન્યો યુદ્ધ કરવાને માટે સજ્જ થઈ સામસામે આવીને ઉભાં રહ્યાં. શ્રીકૃષ્ણે અર્જુનનો રથ ઉભય સૈન્યોના મધ્ય ભાગમાં આણી ઉભો કર્યો ત્યારે, આસ-પાસના સૈન્ય ઉપર દૃષ્ટિ ફેંકયા પછી અર્જુનનું મન એકદમ પાછું હઠવા લાગ્યું. પરંતુ ભીતિથી કાંઇ આમ થયું નહોતું, કિંતુ આપણા ઇષ્ટ મિત્રો, સગા, વ્હાલા, ભીષ્મસમાન વડીલો, દ્રોણાચાર્ય અને કૃપાચાર્યસમાન ગુરુઓ અને બીજા મોટા અનેક શૂરા યોદ્ધા-ઓનો કેવળ રાજ્યને માટે આપણા

હાથે નાશ થવાનો, એવો વિચાર તેના મનમાં આવવાથી તે પાછું હઠવા લાગ્યું; તેના હાથપગ ભાંગી ગયા હોય તેવા બની ગયા; તેના સમસ્ત અંગમાં કંપારી છૂટી; ધનુષ્ય તેના હાથમાંથી છૂટી ગયું; અને અંતે તે "હું યુદ્ધ કરતો નથી" એમ શ્રીકૃષ્ણને કહી સંપૂર્ણતઃ સ્વસ્થ બેસી રહ્યો. ત્યારે શ્રી-કૃષ્ણે તેને સુંદર ઉપદેશ કરી તેનો ભ્રમ દૂર કર્યો. આ ઉપદેશ 'શ્રીમદ્ભગ-વદ્ગીતા' એ નામથી પ્રસિદ્ધ છે. આ ઉપદેશનું તાત્પર્ય આ પ્રમાણે છેઃ—

"મનુષ્યને માટે ધર્મ (કર્તવ્ય) એ મુખ્ય છે. તેની આગળ બાકીની સર્વ વાતો તુચ્છ છે. ધર્માચરણ કરતાં જે કામો કરવાં પડે તે કદાચિત્ ખરાબ દેખાતાં હોય તોપણ તે વસ્તુતઃ ખરાબ હોતાં નથી. મનુષ્યે પરમેશ્વરની ઉપર સર્વ ભાર નાંખી દેવો અને

પોતાનું કર્તવ્ય કરવું. ધર્માનુસાર વર્તવું–પોતાનું કર્તવ્ય કરવું–એ જ મનુષ્યનું કામ છે. તેણે કર્મો કરી પરમેશ્વરને અર્પણ કરવાં. અર્થાત્ કર્તવ્ય કરવાથી થતા સુખ દુઃખનો મનુષ્યે લેશ પણ વિચાર કરવો નહિ. યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો ધર્મ છે. તે જો તું ન કરશે તો તારી અપકીર્તિ થશે અને તને પાપ લાગશે. અપકીર્તિ એ મોટા માણસને મરણ કરતાં પણ વિશેષ ભયંકર લાગે છે. અરે, જો તું યુદ્ધમાં મરણ પામશે તો તો સ્વર્ગમાં જશે અને જો તું વિજય પ્રાપ્ત કરશે તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે. માટે ઉઠ, અને યુદ્ધનો આરંભ કર."

ત્રીજે પ્રહરે યુદ્ધની શરૂઆત થઈ. ઉભય સૈન્યો એક બીજાને આથડી પડ્યાં; અને એક ક્ષણમાં જ્યાં ત્યાં દારુણ યુદ્ધ જામી ગયું. મોટા મોટા

વીરોના રથો એક બીજાને આવીને અથડાયા. પહેલે જ દિવસે વિરાટના પુત્ર ઉત્તરનો વધ કરી શલ્યે તેની યુદ્ધ દેવતાને પ્રથમ આહુતિ આપી. તેના બીજા પુત્ર શ્વેતને ભીષ્મે માર્યો. બીજે દિવસે ભીમે કલિંગનો વધ કર્યો. આ દિવસે ભીષ્મે પાંડવોની સેનાનો ભારે કચ્ચરઘાણ વાળી નાંખ્યો. ત્રીજે દિવસે પોતપોતાનાં સૈન્યોની વ્યૂહ રચના કરી ઉભયે યુદ્ધ શરૂ કર્યું. યુદ્ધનો રંગ જામતો નથી એવી દશા જોઈ શ્રીકૃષ્ણે અર્જુનનો રથ લઈ જઇને ભીષ્મના રથની સાથે અડાડ્યો. ઉભયની વચ્ચે યુદ્ધ શરૂ થયું. પરંતુ અર્જુન અંતઃકરણપૂર્વક ભીષ્મની સાથે લડતો નથી એમ જોઈ કૃષ્ણે તેને ઉત્તેજિત કરવાને માટે હાથમાં ચક્ર લઈ ભીષ્મપર આક્રમણ કર્યું. ત્યારે હવે હું પ્રબળતાપૂર્વક લડું છું. એમ કહી અર્જુને તેમને પાછા

ખેંચ્યા. આ રીતે આઠ દિવસ પર્યંત ઉભય પક્ષોની વચ્ચે ભયંકર યુધ્ધ થયું. ભીષ્મ દરરોજ પુષ્કળ સૈન્યનો સંહાર કરતો હતો. આટલા દિવસ સુધી યુધ્ધ કર્યાં છતાં પાંડવોમાંથી કોઈ પણ મુએ નહિ, એ જોઇ દુર્યોધનને ચિંતા ઉત્પન્ન થઈ. એટલા માટે તેણે કર્ણને મળીને તેની સલાહ લીધી. ભીષ્મ દ્રોણ વગેરે વીરોનું વલણ પાંડવો તરફ હોવાથી તેઓ અંતઃકરણપૂર્વક લડતા નથી, અને એ જ કારણથી આમ બન્યું છે એવા નિર્ણય ઉપર તે બન્ને આવ્યા. પછી દુર્યોધને ભીષ્મને તેની શિથિલતા માટે ઘણો ઠપકો આપ્યો. તે સાંભળી ભીષ્મને ઘણું ખોટું લાગ્યું અને દુઃખ થયું. પછી ભીષ્મે એવી પ્રતિજ્ઞા કરી કે કાંતો હું મરીશ કે પાંડવોને મારીશ. હવે તેણે પોતાના યુધ્ધની પરાકાષ્ઠા બતાવી. ભીષ્મનું મરણ થયા

વિના આપણને જય મળનાર નથી એમ જાણી, ધર્મે ભીષ્મની પાસે જઈ તેના મરણનો ઉપાય પૂછ્યો. ત્યારે ભીષ્મ બોલ્યો "શિખંડીને આગળ કરીને તમે યુધ્ધ કરો એટલે મારો વધ થશે કારણ કે શિખંડી પર્વે સ્ત્રી હોવાથી હું તેના પર શસ્ત્ર ઉંચકવાનો નથી." દશમે દિવસે સૌથી વિશેષ ભયંકર યુધ્ધ થયું. ભીષ્મની આગળ કોઇનો પણ ટકાવ થતો નહોતો. શિખંડીની પાછળ ઉભા રહી અર્જુને તેની ઉપર બાણોની વૃષ્ટિ કરી. અંતે હજારો બાણો લાગવાથી તે વ્યાકુળ થઈ રથની ઉપરથી નીચે પડયો. તેના શરીરને એટલાં બધાં બાણો લાગ્યાં હતાં કે, તે જમિનને નહિ અડતાં બાણોની અણીપર જ ઝીલાઇ રહ્યું! તેને તેના પિતાએ એક વાર સંતુષ્ટ થઇને ઇચ્છામરણનો વર આપ્યો હતો. આ સમયે દક્ષિણાયન

ચાલતું હતું અને દક્ષિણાયનમાં થયેલું મરણ સારૂં નહિ એમ ધારી તે ઉક્ત વરના પ્રભાવથી ઉત્તરાયન આવ્યું ત્યાં સુધી તે બાણની શય્યા ઉપર તેવી ને તેવી જ હાલતમાં પડી રહ્યો. ઉત્તરાયન આવતાં તેણે પ્રાણ છોડ્યા.



# ૭ દ્રોણ પર્વ.



## અભિમન્યુનો વધ.

સર્વની સલાહ લઇ દુર્યોધને ભીષ્મની પછી દ્રોણાચાર્યને સેનાપતિનો અધિકાર આપ્યો. અને આ વખતે દ્રોણાચાર્યે દુર્યોધનને એવું વચન આપ્યું કે;—"હું યુધિષ્ઠિરને જીવંત પકડીને તને

સ્વાધીન કરીશ." આ વાત પાંડવોને કાને ગઈ ત્યારે તેમને અત્યંત ધાસ્તી લાગી. પરંતુ "જ્યાં સુધી હું જીવંત છું ત્યાં સુધી યુધિષ્ઠિરને શત્રુના હાથમાં જવા દઇશ નહિ" એવી અર્જુને પ્રતિજ્ઞા લઇ સર્વની ભીતિ દૂર કરી. ત્યાર પછી યુધ્ધનો આરંભ થયો. અર્જુનના પુત્ર અભિમન્યુએ તે દિવસે પરમ પરાક્રમ કરી જયદ્રથ, શલ્ય વગેરે મોટા મોટા વીરોનો પરાભવ કર્યો. યુધિષ્ઠિરને પકડવાને દ્રોણે અતોનાત પ્રયત્ન કર્યો, પરંતુ અર્જુનની આગળ તેનું કાંઇ પણ ચાલ્યું નહિ. ત્યારે કૌરવોએ દગો કરી અર્જુનને રણાંગણમાંથી દૂર લઈ જઈ ત્યાં તેને યુધ્ધમાં નિમગ્ન કર્યો. આ તરફ દ્રોણાચાર્યે પોતાના સૈન્યનો ચક્રાકાર વ્યૂહ ગોઠવી યુધ્ધ કરવા માંડયું. ત્યારે આ ચક્રવ્યૂહમાં ભંગાણ કોણ પાડશે એવી ચિંતા

યુધિષ્ઠિરને થવા લાગી. અર્જુન, શ્રી કૃષ્ણ, પ્રદ્યુમ્ન અને અભિમન્યુ એના શિવાય કોઈ પણ આ ચક્રવ્યૂહ તોડવાનું કામ જાણતું નહોતું. આ ચાર પૈકી માત્ર અભિમન્યુ ત્યાં હાજર હતો. અભિમન્યુ આ વ્યૂહમાં પ્રવેશ કેમ કરવો તે જાણતો હતો, પરંતુ તેમાંથી પાછા બહાર કેમ નીકળવું, તે તે જાણતો નહોતો. અંતે યુધિષ્ઠિરે અભિમન્યુને એવી આજ્ઞા કરી કે;–તું માત્ર માર્ગ કરતો આગળ ચાલ, એટલે અમે સર્વ તારી પાછળ આવી સમસ્ત શત્રુઓની કત્લ કરી નાંખીશું." વડીલની આ આજ્ઞા પ્રમાણે તે બાલ વીર શત્રુના સૈન્યમાં પ્રવેશ કરવા લાગ્યો. અભિમન્યુની વય નાની હતી તોપણ તે દિવસ તેણે દ્રોણ, કર્ણ, શલ્ય, દુઃશાસન, દુર્યોધન વગેરે મહા સમર્થ યોદ્ધાઓને પાછા હઠાવી દીધા. અભિમન્યુ

આગળ અને ઇતર પાંડવવીરો પાછળ એ પ્રમાણે તેમણે કૌરવસૈન્યમાં પ્રવેશી તેમની રેવડી દાણાદાણ કરી નાંખી. કૌરવોનું સૈન્ય પરાભૂત થઇને પલાયન કરવા લાગ્યું. પરંતુ એટલામાં જયદ્રથે ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થઈ જોરથી હલ્લો કરી પાંડવપક્ષના વીરોને વચ્ચે જ અટકાવી દીધા. માત્ર એકલો અભિમન્યુ જ આગળ ચાલ્યો, અને તેને કોઇનો પણ આધાર રહ્યો નહિ. તોપણ તે એટલા શૌર્યથી લડયો કે તેણે પોતાની આગળ કોઈ પણ વીરનો ટકાવ થવા દીધો નહિ. સર્વ કૌરવોએ તેની આગળ મુખમાં આંગળાં ઘાલ્યાં. કોઈ પણ એકલો વીર અભિમન્યુની આગળ ટકી શકતો નથી એમ જોઈ દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, કૃપાચાર્ય, કૃતવર્મા અને બૃહદ્બલ એ છ મહારથીઓ એક સાથે તેની ઉપર તૂટી પડ્યા. તોપણ તેણે

પોતાના પરાક્રમથી તે સર્વને ભયભીત બનાવી દીધા. અંતે તે વ્યાકૂળ થઇને નીચે તૂટી પડયો. એવામાં દુઃશાસનના પુત્રે તેના મસ્તક ઉપર ગદા મારી તેને મારી નાંખ્યો.



## જયદ્રથનો વધ.



અભિમન્યુ રણમાં પડયો ત્યારે કૌરવોના આનંદની અને પાંડવોના દુઃખની સીમા રહી નહિ. પોતાની બાજુનું યુદ્ધ આટોપી અર્જુન સાયંકાળે પોતાની છાવણીમાં પાછો આવ્યો, ત્યારે તેને એવા સમાચાર મળ્યા કે;—“ અભિમન્યુની પાછળ પાછળ સર્વ પાંડવો વ્યૂહમાં પ્રવેશ કરતા હતા એવામાં જયદ્રથે વચ્ચે આવી તેમને થોભાવી રાખ્યા;

તેથી અભિમન્યુ વ્યૂહમાં એકલો પડી ગયો અને તેને અનેક વીરોએ મળી અધર્મથી માર્યો " આ સાંભળી તે પુત્ર-શોકથી ગાંડો બની ગયો. તેમાં પણ તેણે જ્યારે એવી વાત સાંભળી કે, અભિમન્યુ વ્યાકૂળ બનીને પડયો હતો ત્યારે જયદ્રથે તેના મસ્તક પર લાત મારી હતી. ત્યારે તો તેના સંતાપનો પાર રહ્યો નહિ. તેણે ક્રોધના આવેશમાં એવી પ્રતિજ્ઞા કરી કે;—" કાલે સૂર્યાસ્ત થાય તે પૂર્વે જો હું જયદ્રથને ન મારૂં તો હું જીવતો જ બળી જઇશ." આ ખબર જ્યારે જયદ્રથના સાભળવામાં આવી ત્યારે તે ભયથી વ્યાકૂળ બની ગયો. અને જ્યારે દ્રોણ તથા દુર્યોધને " અમે તમારૂં રક્ષણ કરીશું, ડરશો નહિ." એમ કહીને તેને ધીરજ આપી ત્યારે જ તેનો જીવ કાંઇક શાંત પડયો. બીજે દિવસે પુનઃ યુધ્ધ શરૂ થયું. સાત્યકિને

ધર્મનું રક્ષણ કરવા માટે મૂકીને અર્જુને કૌરવોની ઉપર આક્રમણ કર્યું. પહેલા જ સપાટામાં તેણ દુઃશાસનની રેવડી દાણાદાણ કરી નાંખી. પછી દ્રોણાચાર્ય અને તેની વચ્ચે યુદ્ધ થયું પરંતુ તેને અપૂર્ણ રાખી શ્રીકૃષ્ણે તેનો રથ જયદ્રથની તરફ ફેરવ્યો. એટલામાં અર્જુનનો રથ ક્યાંય પણ દેખાતો નથી એમ જોઇ યુધિષ્ઠિરને ચ્હેન પડતું નહોતું. તેણે સાત્યકિને તેની શોધને માટે મોકલ્યો. સાત્યકિએ દ્રોણ, દુર્યોધન અને દુઃશાસનનો પરાભવ કરી પ્રબળતાપર્વક પ્રગતિ કરી. સાત્યકિ શીઘ્ર પાછો ફર્યો નહિ ત્યારે યુધિષ્ઠિરને અત્યંત ચિંતા ઉત્પન્ન થઈ અને તેણે ભીમને તેની પાછળ મોકલ્યો. યુદ્ધની વચ્ચે ધુસ્યા પછી ભીમે દ્રોણ અને કર્ણની સારી પેઠે ખોડ તોડી નાંખી. એટલામાં શ્રીકૃષ્ણે પોતાની દિવ્ય શક્તિથી સૂર્યને

ઢાંકી દીધો. આથી સૂર્યાસ્ત થયેલો ધારી જયદ્રથ અસાવધાનતાપૂર્વક સૈન્યમાં ફરવા લાગ્યો. અર્જુનની પ્રતિજ્ઞા નિષ્ફળ થઈ તેથી તે હવે અગ્નિમાં પડશે અને તે જોવાની મને ઘણી ગમ્મત પડશે એવા તરંગો તેના મનમાં ઉઠતા હતા. અર્જુન પણ સૂર્ય ખરેખર જ અસ્ત થયો છે એમ માની અત્યંત દુઃખિત થયો અને પોતાની પ્રતિજ્ઞા અનુસાર અગ્નિમાં પડવાની તેણે તૈયારી કરી. એવામાં શ્રીકૃષ્ણે તેને એવી સૂચના કરી કે, તું ક્ષત્રિય છે માટે ધનુષ્ય ઉપર બાણ ચઢાવી અગ્નિમાં પડવું એ જ તારે માટે યોગ્ય છે. શ્રીકૃષ્ણની આ સૂચના અર્જુને માન્ય કરી અને ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું. એટલામાં સૂર્યનું આવરણ તત્કાળ કાઢી લઈ શ્રીકૃષ્ણ બોલ્યા;–"આ જો સૂર્ય અને આ જો જયદ્રથ." અર્જુને આ

શબ્દો સાંભળતાં જ એક જ બાણથી જયદ્રથને સ્વધામ પહોંચાડી દીધો અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. આ ઘટના યુદ્ધના ચૌદમા દિવસે બની.



## ઘટોત્કચનો વધ.



જયદ્રથનો વધ થયેલો જોઈ દુર્યોધન દ્રોણ પ્રત્યે અત્યંત ક્રોધનાં વચનો બોલ્યો. તેનાં આ મ્હેણાં સાંભળી દ્રોણાચાર્યને ઘણું ખરાબ લાગ્યું અને તેણે એવી પ્રતિજ્ઞા કરી કે;–"હવે હું કાંતો સર્વનો વધ કરીશ કે કાંતો હું મરી જઈશ." સૂર્યાસ્ત થયા પછી દરરોજ યુદ્ધ બંધ થતું હતું. પરંતુ આજે કાંઇ તેમ થયું નહિ. રાત્રિએ પણ તે ચાલૂ જ રહ્યું. રાત્રિના ઘાડા અંધકારને

લીધે યુદ્ધને અત્યંત ભયંકર સ્વરૂપ પ્રાપ્ત થયું. કૌરવપક્ષના અનેક વીરો પરમ પરાક્રમથી યુદ્ધ કરતા હતા તોપણ ભીમના પુત્ર ઘટોત્કચે અપૂર્વ શૌર્ય દર્શાવી શત્રુપક્ષના હજારો માણસોને મારી નાંખ્યા. હવે આ યમના હાથ-માંથી આપણો છુટકો થવાનો નથી એમ સર્વ કૌરવોને લાગ્યું. દુર્યોધન તો અત્યંત ગભરાઈ ગયો અને તેણે કર્ણને અતિશય આગ્રહપૂર્વક જણાવ્યું કે;– "ઇંદ્રે તને જે એક શક્તિ આપી છે તેનો તું આ સમયે ઘટોત્કચ ઉપર પ્રયોગ કર." કર્ણે તે શક્તિ અર્જુન ઉપર પ્રયોગ કરવાને માટે રાખી મૂકી હતી. પરંતુ દુર્યોધનના આગ્રહને લીધે તેને તે ઘટો-ત્કચ ઉપર વાપરવી પડી. તે ભયંકર શક્તિએ ઘટોત્કચના પ્રાણ તત્કાળ હરણ કર્યા. હવે કાળના જડબામાંથી આપણે છુટ્યા એમ કૌરવોને લાગ્યું

અને તેમને પરમ આનંદ થયો. પરંતુ આ ખબર સાંભળી પાંડવો દુઃખમાં સર્વથા ડૂબી ગયા. પરંતુ શ્રીકૃષ્ણે આનંદથી અર્જુનને આલિંગન કર્યું, કારણ કે તે શક્તિ કર્ણના હાથમાંથી ગયેલી હોવાથી હવે અર્જુનના જીવને કોઈ પણ વસ્તુની ભીતિ રહી નહોતી.



## દ્રોણાચાર્યનો વધ.



દ્રોણાચાર્યે પાંડવોના પક્ષના હજારો વીરોને મારી નાંખ્યા. દ્રુપદ, તેના પૌત્રો અને વિરાટનો પણ તેણે વધ કર્યો. અર્જુને પોતાના પરાક્રમની પરાકાષ્ઠા બતાવી, તોપણ દ્રોણાચાર્યનો પરાભવ થતો નહોતો; ઉલટો તે પાંડવોના સૈન્યની ભારે પાયમાલી કરવા લાગ્યો.

જ્યાં સુધી તેના હાથમાં શસ્ત્ર છે ત્યાં સુધી તે કોઈથી પણ હારવાનો નથી એમ જાણી શ્રીકૃષ્ણે એવી સૂચના કરી કે;—"જો એને કોઈ અશ્વત્થામા મરણ પામ્યો એમ કહેશે તો એ પુત્રશોકથી વ્યાકૂળ થઈને હાથમાંનાં શસ્ત્રો છોડી દેશે." પરંતુ અર્જુન તે કામ કરવાને તૈયાર થયો નહિ: અને બીજું કોઈ પણ તેમ કરવાને બહાર પડતું નહોતું. અંતે ભીમે 'અશ્વત્થામા' નામનો એક હાથી પોતાની ગદાથી માર્યો અને દ્રોણાચાર્યની પાસે જઈને તેને જણાવ્યું કે;—"મેં અશ્વત્થામાને ઠાર કર્યો છે." પ્રથમ તો તેને અત્યંત શોક થયો, પરંતુ પોતાના પુત્રનું પરાક્રમ ધ્યાનમાં લેતાં તેને એવી શંકા ઉત્પન્ન થઈ કે, આ ખબર સત્ય નહિ હોવી જોઇએ. ત્યારે યુધિષ્ઠિર કદિ પણ અસત્ય બોલનાર નથી એમ જાણી તેણે તે ખબરની

સત્યતા વિષે તેને પ્રશ્ન કર્યો. શ્રીકૃષ્ણની સૂચનાથી યુધિષ્ઠિર અર્ધું જુઠું બોલવાને તૈયાર થયો. તેણે જણાવ્યું કે;—" અશ્વત્થામા મુઓ તો ખરો, પરંતુ તે નર હતો કે કુંજર (હાથી) તે હું જાણતો નથી." વળી પાછલા શબ્દો તેણે એટલે ધીમેથી ઉચ્ચાર્યા કે તે દ્રોણાચાર્યના સાંભળવામાં આવ્યા નહિ. ધર્મના મુખથી ઉપરોક્ત શબ્દો સાંભળી દ્રોણાચાર્યને અત્યંત દુઃખ થયું. તેણે શસ્ત્રો છોડી દીધાં અને તે રથ પર સ્વસ્થ બેસી રહ્યો. એટલામાં દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને આવી સમશેરવતી તેનું મસ્તક ઉડાવી દીધું. પોતાના પિતાના વધની ખબર સાંભળીને અશ્વત્થામા પાંડવો ઉપર પ્રબળતાપૂર્વક તૂટી પડયો. તેણે ભયંકર અસ્ત્રો છોડી પાંડવોનો નાશ કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો. પરંતુ તે સંપૂર્ણતઃ નિષ્ફળ થયો. ત્યારે

લજ્જિત થઇને તે રણાંગણમાંથી પલા- યન કરી ગયો. દ્રોણાચાર્યે પાંચ દિવસ પર્યંત સેનાપતિ તરિકે કામ કર્યું હતું. તેઓ જ્યારે પડ્યા ત્યારે યુદ્ધના પંદર દિવસ પૂર્ણ થયા.

# ૮ કર્ણ પર્વ.

## દુઃશાસનનો વધ.

પંદર દિવસ સુધી યુદ્ધ ચાલ્યું તોપણ આપણને જય મળતો નથી, ઉલટા આપણે ભીષ્મ અને દ્રોણસમાન કસાયેલા વીરો ગુમાવી બેઠા છીએ; એવો વિચાર કૌરવોના મનમાં આવતાં તેઓ નિસ્તેજ બની ગયા. તથાપિ દુર્યોધનનો હજી પણ કર્ણ ઉપર વિશ્વાસ હતો; આથી તેણે ઇતર માણસોની

સલાહથી પોતાના સેનાપતિ તરિકે કર્ણને નિયુક્ત કર્યો. પછી પુનઃ યુધ્ધની શરૂઆત થઈ. અશ્વત્થામા અને ભીમની વચ્ચે અતિ દારુણ યુધ્ધ થયું; પરંતુ તે ઉભય પોતપોતાના રથમાં બેશુધ્ધ થઇને પડવાથી તે રથ એક બાજુએ લઇ જવામાં આવ્યા. થોડી વારે અર્જુનનો રથ અશ્વત્થામાના રથની પાસે આવી પહોંચ્યો અને અર્જુને અશ્વત્થામાને ઘણો ઘાયલ કર્યો. કર્ણ અને નકુલ તથા યુધિષ્ઠિર અને દુર્યોધનની વચ્ચે પહેલે દિવસે ભયંકર યુધ્ધ થયું. પછી પ્રથમ દિવસનું યુધ્ધ સમાપ્ત થયું છાવણીમાં ગયા પછી કર્ણે એવી પ્રતિજ્ઞા કરી કે, "કાલે હું એવી પ્રબલતાથી લડીશ કે કાંતો અર્જુનનો વધ કરીશ કે કાંતો તેને હાથે મરણ પામીશ."

બીજે દિવસે ઉભય સૈન્યો પુનઃ એક

બીજા પર તૂટી પડ્યાં. આ દિવસે શલ્ય કર્ણનો સારથી બન્યો હતો. યુધ્ધમાં અનેક વીરોની ઝટાપટી શરૂ થઇ. ભીમ અને અર્જુન જુસ્સાપૂર્વક કર્ણ ઉપર આક્રમણ કરવાને જતા હતા એવામાં માર્ગમાં ભીમ અને દુઃશાસનના રથ સામસામા થઇ ગયા. દુઃશાસનને જોતાં જ ભીમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે હાથમાં ગદા લઇને આવેશપૂર્વક પોતાના રથ ઉપરથી નીચે ભુસ્કો માર્યો અને એકદમ દુઃશાસનને રથમાંથી ખેંચીને નીચે તોડી પાડયો. પછી તેના ગળા ઉપર પગ મૂકી તેણે પોતાની તલવારવતી તેનો કંઠ અને છાતી કાપી નાંખ્યાં અને તેમાંથી નીકળતા ગરમ રક્તનું તેણે પાન કર્યું ! આ રીતે દ્રૌપદી ઉપર અત્યાચાર કરનાર ઉપર વૈર લઇ તેણે પોતાની પ્રતિજ્ઞા પર્ણ કરી.



# કર્ણનો વધ.



આ તરફ નકુલ અને કર્ણના પુત્ર વૃષસેનની વચ્ચે પ્રબલ યુદ્ધ ચાલી રહ્યું હતું. તેમાં વૃષસેને નકુલને જખમી કર્યો. એવામાં અર્જુને એકે સપાટે વૃષસેનનો વધ કર્યો. આથી પોતાના શૂર પુત્રના વધને માટે વૈર લેવાને કર્ણ ક્રોધપૂર્વક અર્જુનના રથ પર ચાલી આવ્યો. આ સમયે દ્રૌપદી ઉપર થયેલા અત્યાચારનું અને અભિમન્યુના વધનું સ્મરણ થવાથી અર્જુનને પણ ખૂબ ક્રોધ ચઢયો. ઉભયની વચ્ચે જુસ્સાપૂર્વક યુદ્ધ શરૂ થયું. અસ્ત્રો પર અસ્ત્રોની વૃષ્ટિ થવા લાગી. એવામાં કર્ણના રથનું ડાબી બાજુનું ચક્ર ભૂમિમાં ધુસવા

લાગ્યું. પૂર્વે એક બ્રાહ્મણે તેને એવા શાપ દીધા હતા કે;–" યુદ્ધમાં અણીના વખતે તારા રથનું ચક્ર ભૂમિમાં ગળશે અને તારા હાડ વૈરી તારા શિરચ્છેદ કરશે." તેનું સ્મરણ તેને આ સમયે થયું અને હવે આપણે મૃત્યુના પંજા-માંથી છુટવાના નથી એમ જાણી લીધું. તે પોતાના રથનું ચક્ર ભૂમિમાંથી ખેંચી કાઢવાનો પ્રયત્ન કરતો હતો એવામાં અર્જુને એક બાણ મારી તેનું શિર ઉડ... દીધું! તેની સાથે જ પાંડવોના સૈન... આનંદથી ગર્જના કરી! અને કૌ...ના તો હાંઝાં જ ગગડી ગયાં!



# ૯ શલ્ય પર્વ.



કર્ણ પડ્યા પછી કૃપાચાર્યે લાગણી પૂર્વક દુર્યોધનને ઉપદેશ આપ્યો કે;— "હવે પાંડવોની સાથે સખ્ય કરીને યુદ્ધ બંધ કર." પરંતુ અભિમાની દુર્યોધનને તે ઉપદેશ રુચ્યો નહિ. તેણે મદ્ર દેશના રાજા શલ્યને પોતાનો સેનાપતિ બનાવી પુનઃ યુદ્ધારંભ કર્યો. આ સમયે પહેલે જ તડાકે નકુલે કર્ણના બે પુત્રોને મારી નાંખ્યા. પછી શલ્ય અને યુધિષ્ઠિરની વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. તેમાં અંતે યુધિષ્ઠિરને પાછા હઠવું પડયું. કેટલોક સમય આમતેમ યુદ્ધ કર્યા પછી યુધિષ્ઠિર અને શલ્યનો પુનઃ ભેટો થયો. શલ્યે યુધિષ્ઠિરના સારથી અને ઘોડાને

ઠાર કર્યો; પરંતુ એટલામાં ભીમે શલ્યનું કવચ તોડી નાંખ્યું અને તેનો રથ પણ ભાંગી નાંખ્યો. પછી શલ્ય પોતાના હાથમાં ઢાલ અને તલવાર લઇને યુધિષ્ઠિરના અંગ પર ચાલી આવવા લાગ્યો. પરંતુ યુધિષ્ઠિરે તરત જ તેની ઉપર જોરથી એક શક્તિ ફેંકી તેને ઠાર કર્યો. આથી કૌરવોની સર્વ આશા નષ્ટ થઇ.



## દુર્યોધનનો વધ.



શલ્યના મરણથી પુનઃ કૌરવોના હાથપગ ભાંગી ગયા. દુર્યોધને જેમ તેમ ધીરજ ધારણ કરી બાકી રહેલું સૈન્ય પાંડવોની સામે મોકલ્યું, પરંતુ

પાંડવોએ તેને પોતાની સામે ટકવા દીધું નહિ. કેટલોક સમય ઉભય પક્ષના વીરોની વચ્ચે નાની નાની લડાઈઓ થયા પછી સહદેવ અને શકુનિની વચ્ચે યુદ્ધ શરૂ થયું. આ યુદ્ધ અતિ દારુણ બની ગયું. અંતે સહદેવે પ્રથમ શકુનિના હાથ તોડી નાંખ્યા, અને પછી તેનું ડોકું ઉડાવી દીધું. આ રીતે આ યુદ્ધમાં કૌરવોનો, પ્રાયઃ સમસ્ત સૈન્યનો ફેંસલો થઈ ગયો. મોટા વીરો પૈકી માત્ર કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્મા એ ત્રણ જણ જ માત્ર જીવંત રહ્યા! તેમણે રણમાંથી પલાયન કરીને પોતાના પ્રાણ બચાવ્યા. માત્ર એકલો દુર્યોધન જ યુદ્ધના અંતિમ ભાગમાં ઘોડા પર બેસીને આમતેમ ફરતો હતો. અંતે તેનો ઘોડો પણ ઠાર થયો! અને તે સંપૂર્ણતઃ અનાથ તથા દીન બની ગયો! આ

સમયે પોતાના કુળના થયેલા નાશનું ભયંકર ચિત્ર તેની દૃષ્ટિસમક્ષ તરી આવ્યું અને તેના મનની સર્વથા ચમત્કારિક સ્થિતિ થઇ ગઇ ! તેને આ સમયે વિદુરના કરેલા ઉપદેશનું સ્મરણ થયું ! પરંતુ હવે તેનો શો ઉપયોગ ? દુષ્ટ માણસોની બુદ્ધિ પણ ઠેકાણે આવે છે! પરંતુ સર્વ નાશ થયા પછી તે ઠેકાણે આવે છે. સદ્‌બુદ્ધિ યોગ્ય સમયે ઉત્પન્ન થાય તો જ કલ્યાણ થાય છે ! અસ્તુ. આવો વિચાર કરતો કરતો તે ઇતસ્તતઃ ભ્રમણ કરતો હતો એવામાં તેને એવો વિચાર સ્ફુરી આવ્યો કે, અહીંઆં રહેવું ઇષ્ટ નથી અને તેથી તે દૂર ચાલી જઈ એક સરોવરના તટ પર વિશ્રાંતિ લેવાને બેઠો. ત્યાં તેને સંજય મળ્યો. દુઃખાતિશયથી ઉભયના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ ! અંતે તેણે સંજય દ્વારા પોતાના પિતા ધૃત-

રાષ્ટ્ર ઉપર એવો સંદેશો મોકલ્યો કે;- હું હમણાં જખમોથી વ્યાકુલ થઈ એક સરોવરના તટ પર વિશ્રાંતિ લઉં છું.", સંજયના ગયા પછી તે સરોવરમાં ઉતરીને બેસી રહ્યો! આ તરફ પાંડવો દુર્યોધનની શોધ કરતા હતા; પરંતુ તેનો તેમને કયાંય પણ પત્તો લાગતો નહોતો! એવામાં કેટલાક શિકારી લોકોએ તેમને એવી ખબર આપી કે, દુર્યોધન તો પેલા સરોવરમાં છુપાઇને બેઠો છે. આ સાંભળી તેઓ તે સરોવરના તટ ઉપર આવ્યા; અને યુધિષ્ઠિરે તેને ખૂબ ચીડવીને યુદ્ધને માટે આવ્હાન કર્યું ત્યારે તે ક્રોધાંધ બનીને બહાર આવ્યો. ભીમ અને તેની વચ્ચે ગદાયુદ્ધ કરવાનો ઠરાવ થયો. એવામાં ભીમ અને દુર્યોધન એ ઉભયને ગદાયુદ્ધ શિખવનાર અને શ્રીકૃષ્ણનો જ્યેષ્ટ બંધુ બલરામ ત્યાં આવી પહોંચ્યો.

કૌરવો અને પાંડવોની વચ્ચે યુદ્ધ શરૂ થયા પૂર્વે જ તે તીર્થયાત્રા કરવાને નીકળી ગયો હતો, અને તેની સમાપ્તિ થવા આવી ત્યારે તે આવી પહોંચ્યો. પછી ભીમ અને દુર્યોધન એ ઉભયની વચ્ચે યુદ્ધ શરૂ થયું. ઘણો સમય વ્યતીત થયો પરંતુ કોઇનો પણ પરાભવ થવાનાં ચિન્હ જણાયાં નહિ. ગદાયુદ્ધનો એવો એક નિયમ છે કે, તે કરનારાઓએ પોતાના પ્રતિસ્પર્ધીની નાભિની નીચે ક્યાંય પણ ગદાનો પ્રહાર કરવો નહિ. પરંતુ શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે બોલ્યાઃ— “ દગાખોરની સાથે તો દગો જ કરવો જોઇએ. ભીમે ગદાથી દુર્યોધનની જંઘા તોડવાની જે પ્રતિજ્ઞા લીધી છે તે જો તે આ સમયે પૂર્ણ કરશે તો જ તમને વિજય મળશે.” ત્યારે અર્જુને પોની ડાબી જંઘાપર થાપટ મારી ભીમને દુર્યોધનની જંઘાપર પ્રહાર કરવાની

સૂચના કરી. આ સૂચના લક્ષમાં લઈ ભીમે પોતાની ગદાનો એક પ્રચંડ પ્રહાર દુર્યોધનની જંઘા ઉપર કર્યો. આથી તત્કાલ દુર્યોધનની જંઘા તૂટી ગઇ અને તે પોકાર કરતો જમિન પર પડ્યો ! આ સમયે ભીમને અત્યંત ક્રોધ ચઢી, તેની મૂર્તિ અતિ વિક્રાળ બની ગઈ હતી. તે તત્કાળ દુર્યોધનની પાસે ગયો અને તેનાં પૂર્વનાં પાપો તથા અપરાધોનું તેને સ્મરણ કરાવી તેણે પોતાના ડાબા પગની લાતથી તેનો મુકુટ ઉરાડી દીધો અને બીજા પગથી તેના મસ્તક પર લાત મારી! પરંતુ તેનું આ કૃત્ય જોઇ ધર્મરાજાને ઘણું ખરાબ લાગ્યું. વળી ભીમે ગદાયુદ્ધના નિયમનો ભંગ કરી દુર્યોધનનો વધ કર્યો, તે જોઈ બલરામને ઘણો ક્રોધ ચઢયો. તે એકદમ ભીમના અંગપર દોડી ગયો, પરંતુ શ્રીકૃષ્ણે તેને કહ્યું કે;—" દુર્યોધને ભર

સભામાં દ્રૌપદીને લજ્જાયમાન કરી પોતાની ડાબી જંઘા ઉઘાડી કરી બતાવી હતી; અને તે વખતે જ ભીમે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, હું એની એ જંઘા મારી ગદાથી ચૂર્ણ કરીશ. હવે ક્ષત્રિય તરિકે એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવી, એ તેનું કર્તવ્ય હતું." આવી આવી અનેક વાત કહી શ્રીકૃષ્ણે બલરામના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે શાંત થયો નહિ અને ક્રોધમાં ને ક્રોધમાં દ્વારકાં તરફ ચાલ્યો ગયો! પછી પાંડવો આનંદથી જયઘોષ કરી પોતાની છાવણીમાં પાછા ફર્યા.

દુર્યોધન મરણયાતના ભોગવતો પડયો છે એવી ખબર લોકોએ કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્માને આપી એટલે તરત જ તેઓ ત્યાં આવ્યા. દુર્યોધનની તે સ્થિતિ જોઈ તેમને અત્યંત દુઃખ થયું. એટલામાં અશ્વત્થામાએ

પરમ સંતપ્ત થઈ પાંડવોનો વધ કરી વૈર લેવાની પ્રતિજ્ઞા કરી. તે સાંભળી દુર્યોધન થોડી વાર સુધી મરણવેદના વિસરી ગયો અને પરમ આનંદિત થયો. તે આનંદના આવેશમાં તેણે અશ્વત્થામાને પોતાનો અંતિમ સેનાપતિ નિમ્યો! પછી તે ત્રણે ત્યાંથી પાંડવોનો નાશ કરવાને માટે ચાલ્યા ગયા.

# ૧૦ સૌપ્તિક પર્વ.

કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્મા એ ત્રણે કૌરવપક્ષના વીરો રાત્રિ વ્યતીત કરવાને માટે એક વડના વૃક્ષની નીચે આવીને બેઠા. થાક ચઢેલો હોવાથી કૃપાચાર્ય અને કૃતવર્મા એ બન્નેને શીઘ્ર પ્રગાઢ નિદ્રા આવી ગઈ. પરંતુ અશ્વત્થામાના મનમાં પૂર્વની સર્વ વાતો ઘોળાતી હોવાથી તેને કોઈ પણ

પ્રકારે જરા પણ નિદ્રા આવતી નહોતી. દુર્યોધનની આગળ હમણાં જ લીધેલી પ્રતિજ્ઞા કેવી રીતે પૂર્ણ કરવી, અને મારા પિતાના વધનું તથા પાંડવોનાં ઇતર કપટી કૃત્યોનું વૈર કેવી રીતે લેવું એવી ચિંતા તેના મનમાં લાગી રહી હતી. એવામાં એક ઘુવડ છાનુંમાનું ત્યાં આવ્યું અને તેણે તે વડ પર વિશ્રામ લેતા હજારો કાગડાઓને મારવાનો ધીમે ધીમે સપાટો ચલાવ્યો. અશ્વત્થામાએ જ્યારે આ પ્રકાર જોયો, ત્યારે તેને એમ જ લાગ્યું કે આ જ પ્રકારે વૈર લેવાનો આ ઘુવડ મને ગુરૂપદેશ આપે છે. તેણે તત્કાળ કૃપાચાર્ય અને કૃતવર્માને જાગૃત કર્યા અને તેમને પોતાનો વિચાર વિદિત કર્યો. પરંતુ તે ઉભયે તેને કહ્યું કે, પાંડવો નિદ્રાવસ્થામાં હોય તે સમયે ગુપ્ત રીતે તેમની ઉપર છાપો મારી તેમને મારવા એ વીરનું

કામ નથી, એ તો અધર્મ છે. અને તેઓ તેની સાથે જવાને સંમત થયા નહિ. ત્યારે અશ્વત્થામા ક્રુદ્ધ થઇને એકલો જ પાંડવોના શિબિર તરફ જવાને નીકળ્યો. પછી ઉક્ત ઉભય જણ પણ તેની પાછળ તેને સાહાય્ય કરવાને ગયા. પાંડવોની છાવણીમાં પહોંચ્યા પછી તેમણે એવો ઠરાવ કર્યો કે અશ્વત્થામાએ પાંડવોના શિબિરમાં પ્રવેશ કરીને સર્વનો વધ કરવો અને કૃપાચાર્ય અને કૃતવર્માએ દ્વાર આગળ ઉભા રહી જે બહાર નીકળીને નાશી જવાનો પ્રયત્ન કરે તેને કાપી નાંખવા. પોતાના પિતાનો વધ કરનાર ધૃષ્ટદ્યુમ્નને જ પ્રથમ ઠાર કરવાનો નિશ્ચય કરી અશ્વત્થામા શિબિરમાં ધુસ્યો. તેણે ધૃષ્ટદ્યુમ્નને જોરથી લાત મારી જાગૃત કર્યો અને પછી પુષ્કળ લાત તથા મુક્કી મારી તેને ઠાર કર્યો. પછી તે બાકીના

વીરો પર ધસ્યો, અને તે સર્વના પણ તેણે તેવા જ હાલ કર્યા. જેઓ પોતાના પ્રાણ બચાવવાને માટે બહાર નાસવા લાગ્યા, તેમનો સંહાર કૃપાચાર્યે અને કૃતવર્મા એ ઉભયે બારણામાં જ કરી નાંખ્યો! પછી તે ત્રણેએ જઇને આ આનંદના સમાચાર દુર્યોધનને જણાવ્યા. આ સમયે દુર્યોધનના પ્રાણ છેક કંઠે આવ્યા હતા. તોપણ તેને આ ખબર સાંભળી હર્ષ થયો. પછી તેણે અશ્વત્થામાને અંતઃકરણપૂર્વક સાબાશી આપી અતિ સંતોષ સાથે પ્રાણ છોડ્યા.

વસ્તુતઃ આ કત્લમાં શ્રીકૃષ્ણ, સાત્યકી અને પાંચ પાંડવો સપડાયા નહોતા. કારણ કે તે રાત્રે તેઓ ત્યાં હતા જ નહિ. દ્રૌપદીના પુત્રો અને પાંડવપક્ષના ઇતર વીરો માત્ર માર્યા ગયા. ધૃષ્ટદ્યુમ્નનો એક સારથી સુભાગ્યે તે તડાકામાંથી નીકળી નાઠો હતો, તેણે બીજે દિવસે પ્રાતઃ-

કાળમાં આ દુઃખકારક સમાચાર પાંડવોને જણાવ્યા. આ સમયે તેઓ દુઃખથી બેશુદ્ધ થઈ ગયા! પછી નકુલ જઇને દ્રૌપદીને ત્યાં તેડી લાવ્યો. તે આવતાંની સાથે જ શોકથી મૂર્છિત થઈ પડી! સાવધ થયા પછી તે સંતપ્ત થઈ બોલી;—"જ્યાં સુધી તમે અશ્વત્થામાને ઠાર કરી આ કૃત્યનું વૈર લેશો નહિ ત્યાં સુધી હું મુખમાં જલબિંદુ સુદ્ધાં લઇશ નહિ. તેના મસ્તકમાં જન્મથી જે તેજસ્વી મણિ છે તે આણીને મને બતાવશો તો જ મને શાંતિ થશે." મુખ્યતઃ તેણે ભીમને આ વૈર લેવાનું કહ્યું. તેના કહેવા પ્રમાણે ભીમ નકુલને પોતાનો સારથી બનાવી આવેશપૂર્વક અશ્વત્થામાને શોધી કાઢવાને નીકળ્યો, પરંતુ અશ્વત્થામા અસ્ત્રવિદ્યામાં પારંગત હોવાથી તેની સામે એકલો ભીમ ટકી શકશે નહિ એવી શ્રીકૃષ્ણે સૂચના કર-

વાથી યુધિષ્ઠિર, અર્જુન અને શ્રીકૃષ્ણને પોતાની સાથે લઇને ભીમની પાછળ ગયો. અલ્પ સમયમાં જ અશ્વત્થામાનો ભેટો થયો. આ સમયે અશ્વત્થામાએ ગભરાઇને પાંડવો પર બ્રહ્મશિર નામનું એક ભયંકર અસ્ત્ર છોડયું. અર્જુને તેની સામે તેવું જ અસ્ત્ર છોડયું. આ ઉભય અસ્ત્રો ભયંકર હોવાથી તેમણે સમસ્ત પૃથ્વી ઉપર ભયંકર અગ્નિજ્વાલા ફેલાવી દીધી! ત્યારે વ્યાસ અને નારદ ત્યાં આવી પહોંચ્યા અને તેમણે ઉક્ત અસ્ત્રો છોડવા માટે ઉભયને ઠપકો આપ્યો. હવે અર્જુને પોતાનું અસ્ત્ર પાછું ખેંચી લીધું, પરંતુ અશ્વત્થામાને તે અસ્ત્ર પાછું ખેંચી લેતાં આવડતું નહોતું! તેથી તેણે તે અસ્ત્ર પાંડવોની ઉપરથી ઉંચકી લઇને તેને પાંડવોના કુલની સ્ત્રીઓના ઉદરમાં જે ગર્ભ હતા તે પર છોડયું! આથી શ્રીકૃષ્ણે તેને

શાપ દીધો કે;–" આ બાળહત્યાના પાતકને લીધે અનેક વર્ષો પર્યંત તારા શરીરમાંથી રક્ત અને પરૂ વહ્યા કરશે અને તું જંગલમાં ભટકતો ફરશે." પછી શ્રીવ્યાસે તેને કહ્યું કે;–" તું તારા મસ્તક પરનો મણિ ધર્મરાજાને કાઢી આપ અને અહીંઆંથી ચાલ્યો જા." તે પ્રમાણે તેણે કર્યું. પાંડવોએ તે મણિ દ્રૌપદીને આણી આપ્યો ત્યારે તેના મનનું સમાધાન થયું.

# ૧૧ સ્ત્રી પર્વ.

કૌરવપક્ષના પ્રાયઃ સમસ્ત વીરો કુરુક્ષેત્રના રણમાં માર્યા ગયા છે, એવા દુઃખકારક સમાચાર યુધિષ્ઠિરની વિનંતિથી શ્રીકૃષ્ણે હસ્તિનાપુરમાં જઇને રાજ્યમહાલયમાં જણાવ્યા, અને ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીને ચાર આશ્વાસનની

વાતો કહીને તેમનાં મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. તોપણ આ સર્વ નાશનું મૂળ કારણ શ્રીકૃષ્ણ જ છે એમ જાણી ગાંધારીએ દુઃખના પ્રથમ આવેશમાં તેને એવો શાપ દીધો કે;—"તારા કુળનો પણ અલ્પ સમયમાં આવી જ રીતે નાશ થશે." યુદ્ધની તે જ હકિકત પુનઃ સંજયના મુખથી સવિસ્તર સાંભળીને ધૃતરાષ્ટ્ર અને ગાંધારીના શોકનો પાર રહ્યો નહિ. ત્યારે વિદૂરે આવીને તેમનાં મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. આ યુદ્ધની ભયંકર ખબર જ્યારે કૌરવોના અંતઃપુરમાં પહોંચી ત્યારે તે કૌરવોની સ્ત્રીઓના આક્રોશથી ગાજી રહ્યું. આ વખતે સમગ્ર હસ્તિનાપુરમાં શોક ફેલાઈ રહ્યો. કોઈ પિતાને માટે તો કોઈ પતિને માટે, કોઈ પુત્રને માટે તો કોઈ સગા સંબંધીને માટે શોક કરે છે, એવો દેખાવ જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થવા

લાગ્યો. ધૃતરાષ્ટ્ર અને વિદૂર એ ગાંધારી, કુંતિ તથા કૌરવોની સ્ત્રીઓને લઇને કુરુક્ષેત્ર તરફ જવાને નીકળ્યા. નિદાન પોતાનાં માણુસોનાં પ્રેતોનાં તો એકવાર છેવટનાં દર્શન કરવાં એવો તેમનો હેતુ હતો. કૌરવોની સ્ત્રીઓ જ્યારે અલંકારોનો ત્યાગ કરી, કેશ છુટા મૂકી હસ્તિનાપુરના રાજમાર્ગમાંથી જવા લાગી, ત્યારે તે નગરનાં સ્ત્રી–પુરુષોને પરાકાષ્ઠાનું દુઃખ થયું. ધૃતરાષ્ટ્ર વગેરે આવે છે એવી ખબર સાંભળી યુધિષ્ઠિર પોતાનાં સર્વ માણસોને લઇને તેની સામે ગયો. સર્વ મળ્યા ભેટ્યા પછી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રની પાસે જઇને પોતાનું મસ્તક તેના ચરણ પર મૂકયું. ધૃતરાષ્ટ્રે ઉઠી તેને આલિંગન કર્યું. પછી તે 'ભીમ કયાં છે ?' એમ કહીને તેની તપાસ પરમ ઉત્સુકતાથી કરવા લાગ્યો. ત્યારે એના મનમાં કાંઈ પણ પાપબુદ્ધિ



ધૃતરાષ્ટ્ર અને ભીમપ્રતિમા. [ પૃ. ૧૮૧.

ઉત્પન્ન થઈ હોવી જોઇએ એમ શ્રીકૃ-
ષ્ણને લાગ્યું. ભીમ તેને પાયે પડી તેને
આલિંગન આપવાને આગળ ધસતો
હતો, એવામાં શ્રીકૃષ્ણે તેને બાજુએ
ખેંચી લીધો; અને દુર્યોધને પૂર્વે ભીમની
લોખંડી મૂર્તિ કરી હતી તે તેણે આગળ
ધકેલી! આ ભીમ જ છે એમ સમજી
ધૃતરાષ્ટ્રે વૈર લેવાને માટે તેને જોરથી
બાથ ભીડી! ધૃતરાષ્ટ્રમાં અતિઘણું
સામર્થ્ય હતુ; તેથી તેના તે જબરદસ્ત
આલિંગનથી તે મૂર્તિ ચૂર્ણ થઇને નીચે
પડી! અને ધૃતરાષ્ટ્રની છાતીને પણ
ઇજા થવાથી તે રક્ત ઓકતો ભૂમિ
પર પડયો! તે સાવધ થયા પછી શ્રીકૃષ્ણે
તેને પુષ્કળ ઠપકો આપ્યો ત્યારે તેને
પોતાના કૃત્યને માટે પશ્ચાત્તાપ થયો.
પોતાના હાથથી જે પાતક થવાનું હતુ
તે શ્રીકૃષ્ણે ટાળ્યું તેથી તેમનો ઘણો
જ ઉપકાર માન્યો અને હવે પછી હુ

પાંડવોપર પુત્રવત્ પ્રેમ કરીશ એવું તેણે વચન આપ્યું. પછી સર્વ માણસો જઇને ગાંધારીને મળ્યા: પ્રથમ્ તો આ લોકોને જોઇને તેના સંતાપનો પાર રહ્યો નહિ. પરંતુ કેટલીક વારે તેનો ક્રોધ શાંત થયો અને તેણે સર્વ પાંડવોને પોતાની પાસે બોલાવીને તેમને માતાની પેઠે પસવાર્યા ! પછી પાંડવો અને દ્રૌપદી કુંતીની પાસે ગયાં. ભૂતકાળનાં સર્વ દુઃખો સંભારી સઘળાં રોવા લાગ્યાં. પછી તેમણે પરસ્પર જેમ તેમ પોતાનાં મનનું સમાધાન કર્યું. ત્યાર પછી સર્વ માણસો કુરુક્ષેત્રમાં આવ્યાં. ત્યાં સર્વનાં પ્રેતોનું યુધિષ્ઠિરે દહન કરાવ્યું. તે વિધિ પૂર્ણ થયા પછી સઘળાં માણસો ભાગીરથીતટપર આવ્યાં અને ત્યાં તેમણે સર્વની ઉત્તરક્રિયા કરી. “ કર્ણ તારો બંધુ જ હતો ” એમ આ સમયે કુંતિએ યુધિષ્ઠિરને કહ્યાથી તેણે અત્યંત દુઃખથી તેની પણ ઉત્તરક્રિયા કરી.

# ૧૨ શાંતિ પર્વ.



ગંગાતટ પર આપ્તોની ઉત્તરક્રિયા કર્યા પછી કેટલાક દિવસ સર્વ માણસો ત્યાં જ રહ્યા. આ દરમ્યાન નારદાદિ ઋષિઓ તેમને મળવાને ત્યાં આવ્યા. યુદ્ધના સપાટામાં યુધિષ્ઠિરના મનને બહુ સંતાપ થયો નહિ, પરંતુ તેની પૂર્ણાહુતિ થયા પશ્ચાત્ બનેલી ઘટના વિષે તેના મનમાં દુઃખ અને પશ્ચાત્તાપ થવા લાગ્યો. કર્ણસમાન શૂર, પરાક્રમી અને ઉદાર જ્યેષ્ઠ બંધુ પોતાના હાથથી મરણ પામ્યો તેથી તો તેના મનને અત્યંત જ ઉદ્વેગ થયો. ક્ષુદ્ર

રાજ્યને માટે અમે અમારા હજારો ક્ષત્રિયોનો અને કર્ણસમાન બંધુનો અને કૌરવોનો નાશ કીધો, એ વિચાર તેના મનને અત્યંત ઉદ્વિગ્ન કરવા લાગ્યો. વળી તેણે એવો પણ વિચાર કર્યો કે. આવું આ અનેક માણસોનો નાશ કરી મેળવેલું રાજ્ય અર્જુનને સોંપી મારે અરણ્યમાં તપ કરવા જવું ઇષ્ટ છે. પરંતુ શ્રીકૃષ્ણ, અર્જુન, ભીમ અને ઋષિગણે તેને અનેક પ્રકારે સમજાવ્યો ત્યારે તે અંતે પોતાનો રાજ્યાભિષેક કરવા દેવાને સંમત થયો. પછી સર્વ લોકો મોટા ઠાઠમાઠથી હસ્તિનાપુરમાં આવ્યા. તેર વર્ષે પાછા આવેલા તે શૂરા રાજપુત્રોને જોઇને પ્રજાને પરમ આનંદ થયો. પછી સુમુહૂર્તપર યુધિષ્ઠિરને સિંહાસનપર અધિષ્ઠિત કરી શ્રીકૃષ્ણે સ્વહસ્તે પોતાના પાંચજન્યશંખમાંના પવિત્ર ઉદકથી તેને

અભિષેક કર્યો. પછી તે સર્વ નવીન અધિકારી નિયુક્ત કરી ધૃતરાષ્ટ્રની સલાહથી રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. યુદ્ધમાં પડેલા લોકોના સ્મારક તરિકે તેણે સ્થળે સ્થળે તેમનાં નામથી ધર્મશાળા, પરબ, અન્નસત્રો, તળાવો અને કુવા બંધાવ્યા. યુદ્ધમાં મરણ પામેલા વીરોની અનાથ સ્ત્રીઓ અને બાળકોનું તેણે ભરણપોષણ કર્યું. તે એકંદરે ધર્માનુસાર અને પ્રજાનાં સુખ તરફ લક્ષ્ય આપીને રાજ્ય ચલાવતો હોવાથી તેની પ્રજા પરમ સંતુષ્ટ થઈ.



# ૧૩ અનુશાસન પર્વ.



રાજ્યાભિષેક થયા પછી કેટલેક દિવસે યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને મળવા ગયો.

શ્રીકૃષ્ણની પાસે જતાં તેઓ કોઇકનું ધ્યાન કરતા હોય તેમ તેને જણાયું. આથી તેણે શ્રીકૃષ્ણને તે સંબંધી પ્રશ્ન કર્યો. ત્યારે શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો કે;– "ભીષ્મ હમણાં મારૂં ધ્યાન કરે છે તેથી મારૂં ચિત્ત આ વખતે તેની તરફ લાગી રહ્યું છે." પછી પાંડવો અને શ્રીકૃષ્ણ રથમાં બેસીને રણભૂમિમાં જ્યાં ભીષ્મ પડયો હતો ત્યાં ગયા. ત્યાં ગયા પછી ભીષ્મની પ્રકૃતિ સંબંધી પૂછપરછ કરી શ્રીકૃષ્ણ બોલ્યા;–"યુદ્ધમાં પોતાના હાથથી અનેક આપ્તજનો અને ઇષ્ટ જનોનો નાશ થયા બાબતનો યુધિષ્ઠિરના મનનો ઉદ્વેગ અદ્યાપિ જતો નથી. માટે આપ એને રાજ્યધર્મ, ક્ષત્રિયધર્મ, નીતિ વગેરે વિષયોનો ઉપદેશ કરો, કે જેથી એના ચિત્તની શાંતિ થાય." શ્રીકૃષ્ણની આ આજ્ઞાનુસાર ભીષ્મે ઉત્તરાયણનો આરંભ થાય ત્યાં સુધી

અર્થાત્ ૫૬ દિવસ પર્યંત પાંડવોને અનેક વિષયો પર સુંદર ઉપદેશ આપ્યો. એવો ક્રમ ૫૬ દિવસ પર્યંત નિત્ય ચાલ્યો. આ ઉપદેશનું તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ—

યુધિષ્ઠિરઃ--રાજા કેવો હોવો જોઇએ?

ભીષ્મઃ—રાજાની ધર્મપર નિષ્ઠા હોવી જોઇએ. પ્રજાના કલ્યાણને માટે તેણે નિત્ય પ્રભૂની અને સાધુ પુરુષોની પૂજા કરવી જોઇએ. રાજાએ સત્યનો કદિ પણ ત્યાગ કરવો નહિ. કોઈ પણ કામમાં નિષ્ફળતા મળે તો દ્વિગુણ હિમ્મતથી પ્રયત્ન કરી તેણે તે કામ સિદ્ધ કરવું જોઇએ. તેણે પ્રજાની સાથે ન્યાયપૂર્વક વર્તવું જોઇએ. પરંતુ પ્રજાની સાથે તેનું વર્તન વિશેષ સૌમ્ય વા વિશેષ કડક હોવું ન જોઇએ. તેણે લોકોના હિતને માટે પ્રયત્ન કરવો, સરલ વર્તન રાખવું, અને પોતાનું મન

સદા પોતાના અંકુશમાં રાખવું. તેનું મન સંશયી હોવું ન જોઇએ, પ્રજાપર તેનો વિશ્વાસ હોવો જોઈએ. તેણે પરમ દક્ષતાથી પ્રજાનું રક્ષણ કરવું જોઈએ. રાજાએ સ્વતઃ કોઈની પાસે કાંઇ માગવું નહિ, પરંતુ જે પોતાની પાસે માગે તેની ઇચ્છા તૃપ્ત કરવી. રાજાએ પ્રજાની પાસેથી અન્યાયપૂર્વક પૈસા લેવા નહિ. ગમે તેવો પ્રસંગ આવે તોપણ પોતાનું કર્તવ્ય બજાવવાને તેણે ચૂકવું નહિ. તેણે પોતાના સુખ તરફ લક્ષ્ય આપવું નહિ, પરંતુ પ્રજાના સુખ તરફ લક્ષ્ય આપવું. તેનું મન મોટું અને અંતઃકરણ દયાળુ હોવું જોઇએ. તેણે પંડિતોને માન આપવું જોઇએ. તેણે કૃષિકારો અને વ્યાપારીઓને સંતુષ્ટ અને સુખી રાખવા જોઇએ. જે રાજા પ્રજાને સંતુષ્ટ રાખે છે તેનું રાજ્ય પ્રબલ બને છે.

યુધિષ્ઠિરઃ—એક મનુષ્ય રાજા બની સર્વપર સત્તા શા માટે ચલાવે છે? રાજા ન હોય તો શું થાય?

ભીષ્મઃ—પ્રથમ કોઇ પણ રાજા ન હોતો સર્વ લોકો પરસ્પર ધર્મ, નીતિ અને ન્યાયથી વર્તતા હતા. કોઇ પર કાંઇ પ્રસંગ આવી પડે ત્યારે તેઓ તેને ઉપયોગી થઈ પડતા હતા. કોઇ પર કાંઇ સંકટ આવી પડે ત્યારે તેનું રક્ષણ કરતા હતા. માંહોમાંહે લડાઈ, ઝઘડા, જૂઠાણું કિંવા દગો કરતા નહોતા. સર્વ ગોવિંદના ગુણ ગાઈ ધર્માનુસાર વર્તતા હતા. એકબીજા પર પ્રેમ કરતા હતા. જ્યાં સૂધી આવો પ્રકાર ચાલતો હતો ત્યાં સુધી એકબીજા પર અમલ કરવાનું કાંઇ પણ કારણ નહોતું. પરંતુ પાછળથી કેટલાક લોકો જૂઠા, દુષ્ટ, લોભી અને વ્યસની થયા અને તેઓ રંક તથા સદાચારી લોકોને પીડા

આપવા લાગ્યા. ઘણા લોકો પર તેઓ અત્યાચાર કરવા લાગ્યા. આથી જે સ્વતઃ ન્યાય અને ધર્મથી વર્તે અને જેનામાં દુષ્કૃત્ય કરનારાઓને શિક્ષા કરવાનું સામર્થ્ય હોય એવા એક માણસની અર્થાત્ રાજાની જરૂર જણાવા લાગી. મૂળ રાજાની ઉત્પત્તિ આ રીતે થઈ. દુષ્ટોનું શાસન કરવાને માટે જો દેશમાં રાજા ન હોય તો સન્માર્ગે ચાલનારા માણસોને ઘણો ત્રાસ સહન કરવો પડે છે. જે દેશમાં રાજા હોતો નથી તે દેશનો નાશ થાય છે.

યુધિષ્ઠિરઃ—મનુષ્યનો ધર્મ શું છે ?

ભીષ્મઃ—મનુષ્યે નિરંતર પોતાના મનમાં ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખવી જોઇએ. તેમ જ માતપિતા અને ગુરુને પૂજ્ય માનવા એ પણ મનુષ્યનું એક મુખ્ય કર્તવ્ય છે. તેમની આજ્ઞાનું જરા પણ ઉલ્લંઘન કરવું ઇષ્ટ નથી.

તેમની સાથે નિરંતર મર્યાદાપૂર્વક વર્તવું જોઇએ. પિતા કરતાં બલ્કે સમસ્ત જગત્ કરતાં–માતાની મહત્તા વિશેષ છે. ગુરુની મહત્તા તો વળી તેથી પણ વિશેષ છે. કારણ કે, માતપિતા તો જન્મ આપે છે અને પાલન પોષણ કરે છે, પરંતુ ગુરુ તો આપણને ખરૂં મનુષ્યત્વ આપે છે. અર્થાત્ તે આપણને ઉત્તમ ઉપદેશ આપે છે, સન્માર્ગે ચઢાવે છે અને ઉચ્ચ દરજ્જો અપાવે છે.

દયા એ સર્વ ધર્મનો સાર છે. જેવો આપણો જીવ તેવો જ સર્વનો જીવ હોય છે. આપણને જેમ સુખ દુઃખ થાય છે તેમ અન્યને પણ સુખદુઃખ થાય છે. માટે મનુષ્યે બીજા કોઇને પણ દુઃખ દેવું નહિ, એટલું જ નહિ, પરંતુ અન્યને દુઃખ થતું હોય તો તે નિવૃત્ત કરવાને બને તેટલો પ્રયત્ન કરવો.

મનુષ્યે અહંકાર અર્થાત્ ગર્વ કદિ પણ રાખવો નહિ. ગર્વથી સર્વનો નાશ થાય છે. ખરાબ માણસને છાંયડે પણ ઉભા રહેવું નહિ. સર્વ સદ્‌ગુણોમાં સત્ય શ્રેષ્ટ છે. સર્વ સદ્‌ગુણોની ઉત્પત્તિ માત્ર સત્યમાંથી જ થયેલી છે. માટે સત્યનો કદિ પણ ત્યાગ કરવો નહિ.

યુધિષ્ઠિર;—ઇશ્વર કેવો અને ક્યાં છે?

ભીષ્મઃ—ઈશ્વર અનંત છે અર્થાત્ તેને આદિ અને અંત નથી. આ સર્વ જગત્ તેણે જ ઉત્પન્ન કર્યું છે અને તે તેમાં સર્વત્ર વ્યાપ્ત છે. મનુષ્યમાં જેમ સુખ, દુઃખ, મોહ, લોભ વિગેરે વિકારો ઉત્પન્ન થાય છે તેમ તે તેનામાં ઉત્પન્ન થતા નથી. મનુષ્યમાં જ્યાં સુધી અજ્ઞાન હોય છે ત્યાં સુધી તેનું સત્ય સ્વરૂપ તેને સમજાતું નથી. સાધુ પુરુષોમાં અજ્ઞાન હોતું નથી, તેથી તેઓ ઈશ્વરને ઓળખે છે. અજ્ઞાન દૂર કરવાને

માટે તે નિરંતર તેની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે તો તેની ઉપર તે કૃપા કરે છે, તેનું અજ્ઞાન નષ્ટ કરે છે અને તેને પોતાનું સ્વરૂપ દર્શાવે છે.

યુધિષ્ઠિરઃ—તપ કોને કહેવું ?

ભીષ્મઃ—અન્યને કાયા, વાચા અને મનથી દુભવવા નહિ, અન્યનું કલ્યાણ કરવાને માટે પ્રયત્ન કરવો, સત્યપર પ્રેમ રાખવો, અને સર્વ પ્રાણીઓની ઉપર સદા દયા રાખવી, એ ખરૂં તપ છે. ભૂખ તરસ વેઠી વ્રત કરી દેહને કષ્ટ આપવું એ કાંઇ ખરા તપનું લક્ષણ નથી. તપનાં બાહ્ય લક્ષણો કરતાં મનને પાપી વિચારોનો સંપર્ક થવા ન દઈ શુદ્ધ રાખવું અને સંસારમાં રહેવા છતાં પરમેશ્વરને કદ્દિ પણ ન વિસરવો એ આંતરિક લક્ષણો જ ખરાં છે.

યુધિષ્ઠિરઃ—ઉદ્યોગ શ્રેષ્ઠ કે દૈવ શ્રેષ્ઠ?

ભીષ્મઃ—દૈવ કરતાં ઉદ્યોગ જ શ્રેષ્ઠ છે. કારણ કે લોકો જેને દૈવ કહે છે તે પણ મનુષ્યે પૂર્વ જન્મમાં કરેલાં કર્મો અર્થાત્ ઉદ્યોગનું જ ફળ છે. મનુષ્યે પૂર્વ જન્મમાં જેવાં સારાં નરસાં કર્મો કર્યાં હોય તેવાં સારાં નરસાં ફળો તેને આ જન્મમાં ભોગવવાં પડે છે. મનુષ્યના હાથથી જે જે કર્મો થાય છે તેનાં તેનાં ફળો તેને આજે નહિ તો કાલે, આ જન્મમાં નહિ તો બીજા જન્મમાં, ભોગવ્યા શિવાય તેનો છૂટકો નથી. માટે સતત સદુદ્યોગ કરતા રહેવું એ મનુષ્યનું કર્તવ્ય છે. જે મનુષ્ય આ પ્રમાણે કરે છે તેનું દૈવ સારૂં બને છે.

યુધિષ્ઠિરઃ—યુદ્ધ કરવાને ઉભેલા ક્ષત્રિયનું કર્તવ્ય શું છે?

ભીષ્મઃ—તેણે ધર્માનુસાર યુદ્ધ કરવું. યુદ્ધ કરતાં દ્વેષ વૈરનો વિચાર કિંવા

ક્રોધ મનમાં રાખવો નહિ. યુદ્ધમાં મરણ આવે તો તેનો અંગીકાર કરવો, પરંતુ કપટથી કદિ પણ જય મેળવવો નહિ. અન્યાયથી મેળવેલો જય ઝાઝો કાળ ટકતો નથી. શસ્ત્ર વિષમય બનાવવાં નહિ. જેનાં શસ્ત્ર ભાંગી ગયાં હોય કિંવા પડી ગયાં હોય તેની ઉપર શસ્ત્ર ઉંચકવાં નહિ. જે શત્રુ સંકટમાં ફસાઈ પડ્યો હોય, ભયભીત બન્યો હોય, શરણે આવ્યો હોય કિંવા જેણે શસ્ત્ર નીચે મૂકી દીધાં હોય, તેની સાથે યુદ્ધ કરવું નહિ.

યુદ્ધમાં જે આપણી સન્મુખ ઉભો રહે તેની સાથે લઢાઈ કરી તેને મારવો વા જીતવો એ ક્ષત્રિયોનો ધર્મ છે. પ્રત્યક્ષ પોતાનો પિતા, બંધુ અથવા ગુરુ જો લડાઈમાં સન્મુખ આવે તો તેને મારવાથી પણ ક્ષત્રિયને કાંઇ પાપ લાગતું.

આ રીતે ભીષ્મે ઉત્તરાયણનો પ્રારંભ

થયો ત્યાં સુધી ભિન્ન ભિન્ન વિષયોપર પાંડવોને ઉપદેશ આપ્યો. પછી તેણે ધૃતરાષ્ટ્રને દુષ્ટ પુત્રોનાં મરણનો શોક ન કર્યા કરતાં, પાંડવોનું સારી રીતે પાલન કરવામાં શેષ આયુષ્યના દિવસો વ્યતીત કરવાની આજ્ઞા કરી અને પછી તેણે પોતાનું સર્વ ચિત્ત શ્રીકૃષ્ણ પ્રત્યે એકાગ્ર કરી પોતાના પ્રાણ છોડ્યા.

---

# ૧૪ અશ્વમેધ પર્વ.

ગંગાના પવિત્ર તટ પર ભીષ્મની અંત્યેષ્ટિ ક્રિયા કરી યુધિષ્ઠિર પાછો ફરતો હતો તે સમયે તેનું અંતઃકરણ દુઃખથી ભરાઈ આવ્યું. જમિન પર તૂટી પડીને તે એકાદ સ્ત્રીની પેઠે અતિશય શોક કરીને રોવા લાગ્યો ! મારા હાથથી કુલનાશનું ભયંકર પાતક થયું

છે એ વિચાર તેના અંતઃકરણને સતત બાળી રહ્યો હતો. મૃત માણસોને માટે આપણે શોક કરીએ તો તેમના આત્માને દુઃખ થાય છે." એમ શ્રીકૃષ્ણે કહી તેના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. તોપણ તેનો શોક જતો નહોતો. ત્યારે શ્રીવ્યાસે એવી સૂચના કરી કે;– "તું અશ્વમેધ કર, એટલે તારા મનની આ વ્યાકુલતા અને દુઃખ નષ્ટ થશે." પરંતુ યુદ્ધથી સર્વ પ્રજા પાયમાલ બની ગઈ હતી અને ખજાનો ખાલી હતો! પાયમાલ થયેલી પ્રજા પર યજ્ઞનો બોજો લાદવાનું યુધિષ્ઠિરને પસંદ પડયું નહિ. ત્યારે શ્રીવ્યાસે તેને એવી સૂચના કરી કે;–"પૂર્વે એક રાજાએ હિમાલય પર્વત પર યજ્ઞ કર્યો હતો; તે યજ્ઞનું દ્રવ્ય અદ્યાપિ જમીનમાં તેમનું તેમ પડેલું છે. તે આણીને યજ્ઞ કર." આ સૂચનાથી યુધિષ્ઠિરને સંતોષ થયો અને તે હસ્તિનાપુર પાછો આવ્યો. શ્રીકૃષ્ણ

હસ્તિનાપુરમાં કેટલાક દિવસ સુધી રહીને દ્વારકા ચાલ્યા ગયા, અને પાડવો યજ્ઞને માટે હિમાલય પરથી દ્રવ્ય આણુવાને માટે તે તરફ ચાલ્યા ગયા. ત્યાં પહોંચ્યા પછી તેમણે પ્રથમ અત્યંત ભક્તિપૂર્વક મહાદેવની પૂજા કરી અને પછી જમીન ખોદવા માંડી. મહાદેવની કૃપાથી ત્યાં તેમને વિપુલ ધન મળ્યું. તે સર્વ દ્રવ્ય લઇને તેઓ ધીમે ધીમે મુકામ કરતા કરતા હસ્તિનાપુર આવવાને નીકળ્યા.

---

## પરિક્ષિતીનો જ.



આ તરફ અભિમન્યુની દુર્ભાગી પત્ની ઉત્તરાનો પ્રસૂતિકાળ નિકટ આવ્યો છે એવા સમાચાર સાંભળી શ્રીકૃષ્ણ દ્વારકાથી હસ્તિનાપુર આવ્યા. ઉત્તરા પ્રસૂત થઇ અને તેને પુત્ર જન્મ્યો,

પરંતુ તે જન્મતાંની સાથે જ મરણ પામ્યો! યુદ્ધમાં પાંડવોના સર્વ પુત્રો મરણ પામ્યા હતા; તેથી તેમના ઘરની સર્વ સ્ત્રીઓ ઉત્તરાને પુત્ર થાય તો સારૂં, એવી આશા ધરીને બેઠી હતી. પરંતુ અશ્વત્થામાના અસ્ત્રથી તે કુલનો અંકુર કપાઈ ગયેલો જોઈ સર્વને અત્યંત દુઃખ થયું. ઉત્તરા તો શોકથી ગાંડી જ બની ગઈ! પછી સર્વ સ્ત્રીઓએ મળીને શ્રીકૃષ્ણને દીન વાણીથી એવી પ્રાર્થના કરી કે;–"આપના ભાણેજના પુત્રને જીવંત કરો." ત્યારે શ્રીકૃષ્ણે પોતાના દિવ્ય સામર્થ્યથી તેને જીવંત કર્યો. આથી જ્યાં ત્યાં આનંદ વર્તાઇ રહ્યો. તે બાળકનું નામ પરિક્ષિતી રાખવામાં આવ્યું.



# અશ્વમેધ.



પરિક્ષિતીનો જન્મ થયાને એક માસ વ્યતીત થયો. તત્પશ્ચાત્ પાંડવો હિમાલય પરથી અપાર ધન લઇને હસ્તિનાપુર આવ્યા. અહીંઆં પરિક્ષિતી સંબંધી સર્વ હકીકત સાંભળી તેમને પરમ આનંદ થયો. પછી શ્રીકૃષ્ણ અને શ્રી વ્યાસની આજ્ઞાથી યુધિષ્ઠિરે અશ્વમેધનો આરંભ કર્યો. ઉત્તમ કોટીનો કાળો ઘોડો આણી તેને પૃથ્વી પર છૂટો મૂકી દીધો. તેનું રક્ષણ કરવાને માટે અર્જુન સૈન્ય લઈ તેની પાછળ નીકળ્યો. જે દેશમાં આ ઘોડો જતો ત્યાંના રાજાની પાસેથી અર્જુન યુધિષ્ઠિરના નામથી ખંડણી લેતો; અને જો તે ખુશીથી નહિ આપતો તો તેને યુદ્ધમાં જીતી અર્જુન

તેની પાસેથી તે વસુલ કરતો. આવો પ્રકાર કેટલાક દિવસ સુધી ચાલ્યા પછી તે ઘોડો મણિપુરમાં આવી પહોંચ્યો. અર્જુનનો પુત્ર બભ્રૂવાહન ત્યાં રાજ્ય કરતો હતો. આ ઘોડો મારા પિતાનો છે એવી માહિતી નહિ હોવાથી બભ્રૂવાહને તેને પકડી લીધો. આથી પિતા પુત્ર વચ્ચે યુદ્ધ થયું ! તેમાં બભ્રૂવાહનના હાથથી અર્જુનનો વધ થયો, પરંતુ અર્જુનની પત્ની નાગકન્યા ઉલૂપીએ એક દિવ્ય મણિ લાવી તેને પુનઃ જીવંત કર્યો. પછી યજ્ઞપ્રસંગે બભ્રૂવાહનને હાજર થવાનું કહી અર્જુન આગળ ગયો અને અનેક રાજાઓને જીતી તથા અપાર ખંડણી લઈ તે ઘોડાસહિત હસ્તિનાપુર પાછો આવ્યો. પછી યુધિષ્ઠિરે મોટા સમારંભસહિત યજ્ઞ પૂર્ણ કર્યો.

# ૧૫ આશ્રમવાસિક પર્વ.



પોતાના સો પુત્રોનાં મરણનો શોક ત્યાગી ધૃતરાષ્ટ્ર પાંડવોની પાસે સુખપૂર્વક રહેતો હતો. પાંડવો, સંજય, વિદુર વગેરે ધૃતરાષ્ટ્રને તેના પુત્રોનું સ્મરણ ન થવા દેવાને માટે તેની સાથે અતિ માનપૂર્વક વર્તતા હતા. કુંતિ, દ્રૌપદી, અને સુભદ્રા પણ ગાંધારીની સેવામાં દત્તચિત્ત રહેતાં હતાં. ધૃતરાષ્ટ્રને પોતાનાથી બને તેટલું સુખ આપવાને યુધિષ્ઠિર લેશ પણ આનાકાની કરતા ન હોતા. માત્ર ભીમના મનમાંથી ધૃતરાષ્ટ્રનાં પૂર્વનાં દુષ્ટ કૃત્યો ગયાં નહોતાં. યુદ્ધને પંદર વર્ષ વ્યતીત થયા પશ્ચાત્ ધૃતરાષ્ટ્રને અરણ્યમાં જઈ પ્રભુચિંતનમાં શેષ દિવસ પૂર્ણ કરવાની ઇચ્છા

ઉત્પન્ન થઈ. અને તેણે પોતાની તે ઇચ્છા પાંડવોને વિદિત કરી. તે જાણી યુધિષ્ઠરને ઘણું ખરાબ લાગ્યું અને તેણે અત્યંત આગ્રહપૂર્વક તેને જણાવ્યું કે, “આપ અહિંઆં જ રહો, વનમાં જવાનું કાંઈ પ્રયોજન નથી.” પરંતુ ધૃતરાષ્ટ્રે તે પ્રત્યે લક્ષ્ય આપ્યું નહિ. એવામાં ધૃતરાષ્ટ્રના નિશ્ચયની આડે આવશો નહિ એવી શ્રીવ્યાસે સૂચના કર્યાથી યુધિષ્ઠિરે પછી ઝાઝો આગ્રહ કર્યો નહિ. પછી સર્વ નાગરિકો અને પાંડવોની પ્રેમપૂર્વક રજા લઈ ધૃતરાષ્ટ્ર વલ્કલ ધારણ કરીને અરણ્યમાં જવાને નીકળ્યો સંજય અને વિદૂર પણ તેની સાથે જવાને નીકળ્યા. કુંતિ પણ ગાંધારી સાથે જવાને તૈયાર થઈ. તેમને વિદાય કરવાને હસ્તિનાપુરનાં સર્વ માણસો નગર બહાર નીકળ્યાં. તેમને નગર બહાર ઘણે દુર સુધી

પહોંચાડ્યા પછી પાંડવો અને ઇતર લોકો તેમની આજ્ઞા લઈ દુઃખી અંતઃકરણસહિત પાછા આવ્યા.

---

## કુંતિને મળવા માટે પાંડવોનું વનમાં જવું.

ધૃતરાષ્ટ્ર, વિદુર, સંજય, ગાંધારી અને કુંતિ એ ભાગીરથીના તટપર એક આશ્રમમાં જઇને રહ્યાં. પછી ઘણા દિવસ વ્યતીત થઈગયા તોપણ પાંડવોનાં મનને સ્વસ્થતા મળતી નહોતી. તેમને કોઈ પણ વસ્તુમાં સાર જણાતો ન હોતો. અમારીવૃદ્ધ માતા, ધૃતરાષ્ટ્ર તથા ગાંધારીની વનમાં કેવી સ્થિતિ થઈ હશે એ વિચાર તેમનાં મનમાં આવી તેમને ચ્હેન પડવા દેતો ન હોતો. ત્યારે સહદેવની સૂચનાથી સર્વ પાંડવો નગરનાં

સેંકડો માણસોની સાથે કુંતિને મળવાને માટે ગયા. તે સર્વને અરસપરસ મળવાથી પરમ આનંદ થયો. પરંતુ ત્યાં વિદૂર દૃષ્ટિગોચર થયો નહિ; તેથી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રને તેની અનુપસ્થિતિનું કારણ પૂછયું. એટલામાં તે દૂરથી તેને દૃષ્ટિગોચર થયો. યુધિષ્ઠિર એકદમ તેની પાસે દોડી ગયો. પરંતુ ઉભયનો મેળાપ થતાં જ વિદૂરે એક શબ્દ પણ બોલ્યા વિના પ્રાણ છોડ્યા ! યુધિષ્ઠિરે પાછા આવી સર્વને આ હકિકત સંભળાવી; ત્યારે સર્વને સખેદાશ્ચર્ય થયું.

આ લોકોના ગયાને પ્રાયઃ એક માસ થયો એટલામાં શ્રીવ્યાસ ત્યાં આવ્યા. આ વખતે યુધ્ધમાં મરણ પામેલા પોતાના પુત્રોની શી અવથા થઈ છે તે જાણવાની ધૃતરાષ્ટ્રને ઇચ્છા ઉત્પન્ન થઈ. અને કુંતિને કર્ણનું, સુભદ્રા તથા દ્રૌપ-

દીને પોતપોતાના પુત્રનું, અને કૌરવ-સ્ત્રીઓને પોતપોતાના પતીનું પુનઃ એકવાર દર્શન કરવાની કામના થઇ. આથી શ્રીવ્યાસે તે સર્વને ગંગાતટ-પર લઈ જઈ પોતાની દિવ્ય શક્તિથી તેમની ઇચ્છા તૃપ્ત કરી! પછી જેમને પોતાના પતીની સાથે જવું હોય તેમણે હવે ભાગીરથીમાં પ્રવેશ કરવો એમ શ્રી વ્યાસે કહ્યું એટલે કૌરવોની અને ઈતર ક્ષત્રિઓની સ્ત્રીઓએ નદીમાં ભુસકો માર્યો! કેટલાક દિવસ પછી પાંડવો હસ્તિનાપુરમાં પાછા આવ્યા. બે વર્ષ પશ્ચાત્ એક દિવસ નારદે આવીને પાંડ-વોને જણાવ્યું કે ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને કુંતા અરણ્યમાં લાગેલી આગમાં સપડાઇને બળી મુઆં છે. આ વર્તમાન સાંભળી પાંડવો, દ્રોપદી અને સુભદ્રાના દુઃખનો પાર રહ્યો નહિ! તે સર્વ મોટેથી આક્રોશ કરવા લાગ્યાં. પછી તેઓ શોક

ત્યાગી ગંગાતટપર ગયાં અને ત્યાં તેમણે તેમની ઉત્તરક્રિયા કરી.

---

# ૧૬ મૌસલ પર્વ.



કુરુક્ષેત્રના યુદ્ધને છત્રીસ વર્ષો વ્યતીત થઈ ગયાં. ગાંધારીએ સંતાપના આવેશમાં શ્રીકૃષ્ણને જે શાપ દીધો હતો તે પૂર્ણ થવાનો સમય નિકટ આવ્યો. આ વખતે ભળતાજ માણુસની મશ્કરી કરવાની કુબુદ્ધિ યાદવોને ઉત્પન્ન થઈ. વિશ્વામિત્ર, કણ્વ, નારદ વગેરે ઋષિઓ એકવાર દ્વારકા ગયા હતા. ત્યારે સાંબને સ્ત્રીવેષમાં સજ્જ કરી તેઓ તેને તે ઋષિઓની પાસે લઇ ગયા અને "આ સ્ત્રીને પુત્ર આવશે કે પુત્રી?" એવો તેમને પ્રશ્ન કર્યો. ઋષિઓ

પોતાના જ્ઞાનથી વસ્તુસ્થિતિ જાણી ગયા અને તેમણે ક્રોધથી કહ્યું કે, "એને એક લોખંડી મુસળ આવશે અને તે સર્વ યાદવોનો સંહાર કરશે." તેમના કહેવા પ્રમાણે બીજે દિવસે સાંબને મુસળ જન્મ્યું. બભ્રુરાજાએ તેનું ચૂર્ણ કરાવીને તેને સમુદ્રમાં નંખાવી દીધું. પછી એ હવે શું કરનાર છે? એમ ધારી યાદવો સ્વસ્થ થયા. તથાપિ વિધ્વંસનો દિવસ છેક નજીક આવી પહોંચ્યો છે એમ દર્શાવનારાં દુશ્ચિન્હો સર્વત્ર દ્રષ્ટિ-ગોચર થવા લાગ્યાં. શ્રીકૃષ્ણનું સુદર્શન ચક્ર એકદમ આકાશમાં ચાલ્યું ગયું, રથસહિત ઘોડાઓ નાશી ગયા, અને બળરામનો ધ્વજ અપ્સરાઓ લઈ ગઇ! પછી સર્વ યાદવવીરો પ્રભાસ તીર્થની યાત્રા કરવાને આવ્યા અને ત્યાં તેઓ દારૂ પીને એક બીજાની સાથે તકરાર કરવા લાગ્યા. ધીમે ધીમે મારા-

મારી શરૂ થઈ અને પછી સર્વત્ર રમખાણ જાગ્યું. તેઓ સમુદ્રતટપરનું ઘાસ લઈ એકબીજાને મારવા લાગ્યા, પરંતુ ઋષીના શાપથી તે ઘાસનાં તૃણો શસ્ત્ર-સમાન બની ચોતરફ યાદવોનો નાશ કરવા લાગ્યાં. આ સમયે શ્રીકૃષ્ણે મુઠીભર ઘાસ લઈ ઉપર ફેંક્યું; પરંતુ તેણે વજ્રસમાન બની બાકી રહેલા યાદવોને ઠાર કર્યા. એવામાં બળરામે હવે ખરાબ કાળ આવ્યો છે એમ જાણી પોતાના શરીરનો ત્યાગ કર્યો. શ્રીકૃષ્ણ-નો પણ એક પારધિના હાથથી વધ થયો. જ્યારે આ સમાચાર પાંડવોના સાંભળવામાં આવ્યા, ત્યારે તેમને અત્યંત દુઃખ થયું. દ્વારકાથી અનાથ બાલકો અને વિધવા સ્ત્રીઓને અર્જુન હસ્તિનાપુર લઇ આવ્યો અને તેમનાં ભરણપોષણની સારી વ્યવસ્થા કરી. વૃષ્ણીકુલમાં માત્ર શ્રીકૃષ્ણનો પૌત્ર

વ્રજ બચ્ચો હતો. તેને તેમણે ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય આપ્યું. આસપાસનાં સર્વ ચિન્હો જોઈ હવે આપણો મરણકાળ પણ સમીપ જ આવ્યો છે એમ જાણી લઈ પાંડવોએ હસ્તિનાપુરનું રાજ્ય પરિક્ષિતિને સ્વાધીન કર્યું અને પોતાનો શેષ કાળ પૃથ્વીપ્રદક્ષિણા કરવામાં નિર્ગમન કરવાનો નિશ્ચય કર્યો.

---

# ૧૭ મહાપ્રાસ્થાનિક પર્વ.



પાંચ પાંડવો અને દ્રૌપદી એટલાં જણ વલ્કલ ધારણ કરી હસ્તિનાપુરમાંથી બહાર પડ્યાં. આ સમયે નગરના લોકો અને રાજકુલનાં માણસોને

જે દુઃખ થયું તે અવર્ણનીય છે, સર્વ લોકો તેમને દુર સુધી વિદાય કરવા ગયાં. અંતે યુધિષ્ઠિરની સમજાવટથી તેઓ પાછાં ફર્યાં. સર્વની આગળ યુધિષ્ઠિર અને તેમની પાછળ ભીમ, અર્જુન, નકુલ, સહદેવ તથા દ્રૌપદી એ પ્રમાણે તેઓ ચાલવા લાગ્યાં. સર્વની પાછળ યુધિષ્ઠરનો પ્રિય કુતરો ચાલતો હતો. પૂર્વ તરફ જતાં જતાં ઘણે દિવસે તેઓ સમુદ્રતટપર આવી પહોંચ્યાં. અગ્નિના કહેવાથી અર્જુને પોતાનું ગાંડીવ ધનુષ્ય અને અક્ષય ભાથો એ બન્ને સમુદ્રમાં નાંખી દીધાં.

પછી અનેક દેશોમાં ભ્રમણ કરતાં કરતાં તેઓ હિમાલપયર આવી પહોંચ્યાં. તેઓ તે પર્વતપર ચઢતાં હતાં એવામાં દ્રૌપદી પાછળની પાછળ મરણ પામી "ત્યારે ભીમે એવો પ્રશ્ન કર્યો કે, દ્રૌપદીસમાન સાધ્વી આમ એકાએક

કેમ મરણ પામી ?" આ સાંભળી ધર્મ બોલ્યોઃ—"દ્રૌપદીનો આપણા સર્વ ઉપર સમાન પ્રેમ નહોતો, અર્જુનપર તેની પ્રીતિ અધિક હતી; તેનું આ ફળ છે." પછી થોડા અંતરપર જતાં સહદેવ મરણ પામ્યો ! ભીમે આમ થવાનું કારણ પૂછયું ! ત્યારે યુધિષ્ઠર બોલ્યો, "તે ધારતો હતો કે મારા જેવો શાણો બીજો કોઈ છે જ નહિ, તેનું આ પ્રાયશ્ચિત્ત તેને મળ્યું." થોડે દૂર ગયા પછી નકુલ મરણ પામ્યો ! ત્યારે પાછળ જોયા વિના જ "મારા જેવો સુંદર પુરુષ બીજો કોઇ છે જ નહિ એવો ગર્વ નકુલ રાખતો હતો, તેનું આ પરિણામ છે.' એમ ભીમને કહી ધર્મ આગળ ચાલ્યો. પછી અર્જુન મરણ પામ્યો ! ત્યારે ધર્મે ભીમને કહ્યું કે, "મારા જેવો શૂર બીજો કોઈ છે જ નહિ એમ. અર્જુન માનતો હતો અને તેણે સર્વ કૌરવોને એક દિવ-

સમાં મારવાની પ્રતિજ્ઞા લીધી હતી, પરંતુ તેનું પાલન કર્યું નહોતું, તેનું આ ફળ તેને મળ્યું છે." કેટલાક સમય પછી ભીમ મરણ પામ્યો ! ત્યારે યુધિષ્ઠિર બોલ્યો; "તને તારા બળનો ઘણો ગર્વ હતો. તું ખાધરો હોઇ ખાતી વખત બીજા કોઇનું સ્મરણ કરતો નહોતો; તે માટે તને આ શાસન મળ્યું છે." આ રીતે ચારે બંધુ અને પત્નીનું મરણ થયા પછી માત્ર તેનો કુતરો તેની સાથે રહ્યો !

એટલામાં ઇન્દ્ર રથમાં બેસીને ત્યાં આવ્યો અને તેણે યુધિષ્ઠિરને કહ્યું કે, "આ રથમાં બેસીને તું સ્વર્ગમાં ચાલ !' ત્યારે યુધિષ્ઠિર બોલ્યો "મારા બંધુઓ અને મારી પત્ની અહીંઆં મરણ પામીને પડ્યાં છે, માટે તેમનો ત્યાગ કરીને સ્વર્ગમાં આવવાની મારી ઇચ્છા નથી." આ સાંભળી ઇન્દ્ર બોલ્યો, "તેઓ તો તારા પૂર્વે સ્વર્ગમાં ગયાં છે, તેઓ ત્યાં

તને મળશે તું રથમાં બેસ અને ત્યાં ચાલ ધર્મ બોલ્યો, " આ કુતરો મને અત્યંત પ્રિય છે અને એની પણ મારાપર અત્યત ભકિત છે. માટે એને પણ સાથે લઇ લેવાની મને પરવાનગી આપો. " ઇન્દ્રે તેની આ માગણી સ્વીકારી નહિ, ત્યારે યુધિષ્ઠિર ગમે તેટલું કહ્યા છતાં કુતરાને છોડીને એકલો સ્વર્ગમાં જવાને તૈયાર થયો નહિ. "જ્યારે મારા ભક્તને સ્વર્ગ ન મળે ત્યારે મારે પણ તે ન જોઈએ." એવો આગ્રહ તે ધરી રહ્યો. સજ્જનો પોતાના મિત્રને છોડીને કોઇપણ સુખ ભોગવાને તૈયાર થતા નથી, એમ જે કહેવાય છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ આ છે. અસ્તુ. પછી કુતરો નષ્ટ થઇને પ્રત્યક્ષ યમ ધર્મ તેની સન્મુખ ઉભો રહ્યો ! યમ ધર્મે તેની સત્યપ્રિયતા અને મિત્રપ્રેમની પ્રશંસા કરી. પછી ઇન્દ્ર, યમધર્મ અને યુધિષ્ઠિર રથમાં બેસીને સ્વર્ગમાં ગયા.

# ૧૮ સ્વર્ગારોહણ પર્વ.



સ્વર્ગમાં ગયા પછી યુધિષ્ઠિર પોતાના બંધુઓ ક્યાં છે તેની તપાસ કરવા લાગ્યો. પરંતુ તેઓ તેને કયાંય પણ દૃષ્ટિગોચર થયા નહિ ! એવામાં તેને એક આસનપર બેઠેલો અને તેજથી અત્યંત પ્રકાશી રહેલો દુર્યોધન દૃષ્ટિગોચર થયો ! તેના ઇષ્ટ મિત્રો પણ ત્યાં સુખપૂર્વક બેઠેલા હતા ! આ લોકોને સુખમાં બેઠેલા જોઈ યુધિષ્ઠિર સંતપ્ત થયો ! તે પોતાના બંધુઓ અને ઇતર આપ્તોને મળવાને અત્યંત ઉત્સુક બની રહ્યો હતો. દુર્યોધનાદિની સુખી—અવસ્થાનું કારણ પૂછતાં તેને જ્ઞાન થયું

કે, કૌરવો પાપી હતા તો પણ યુદ્ધમાં મરણ પામવાથી તેમને સ્વર્ગપ્રાપ્તિ થઈ હતી. અને પાંડવોની સ્વર્ગમાં અનુપસ્થિતિ હોવાનું કારણ પૂછતાં તેને વિદિત થયું કે, તેમને અદ્યાપિ પોતાનાં કેટલાંક કર્મોનાં ફળો ભોગવવાનાં હોવાથી તેઓ હજી સ્વર્ગપ્રાપ્તિને માટે પાત્ર થયા નથી. પછી તેણે સ્વર્ગના કર્મચારીને કહ્યું કે, "મારા બંધુઓ અને મારા ઇતર આપ્તો જ્યાં હોય ત્યાં મને લઈ ચાલ." તેના કહેવા પ્રમાણે તે તેને તેના આપ્તો જ્યાં નરકનાં દુઃખો ભોગવતા હતા ત્યાં લઈ ગયો. અશ્વત્થામા માર્યો ગયો છે એમ મોઘમ કહેવા માટે એકવાર તેને નરકલોક જોવાની સજા ભોગવવાની જ હતી! અને તે તેણે આ વખતે ભોગવી! તે કેટલીકવાર સુધી ત્યાં રહ્યો ત્યાર પછી ઇન્દ્રાદિ દેવો તેને મળવાને આવ્યા. પછી ઇન્દ્રના કહેવાથી

યુધિષ્ઠિરે ત્યાંની ગંગા નદીમાં સ્નાન કર્યું. પછી તે ઈંદ્રસભામાં આવ્યો. ત્યાં શ્રીકૃષ્ણ, બાકીના પાંડવો, અભિમન્યુ, દ્રૌપદીના પુત્ર વગેરે સર્વ સગાંઓ તેને બેઠેલાં જણાયાં. આ વખતે સર્વને પરમ આનંદ થયો. પછી કૌરવો અને પાંડવો મૃત્યુલોકના સર્વ ટંટાઓ વિસરી જઈ પ્રેમપૂર્વક વસી સ્વર્ગનાં સુખો ભોગવતા રહ્યા.

---

## બોધ.



બાલકો, મહાભારતની વાત અત્રે સમાપ્ત થઈ. એ વાંચીને તમને આનંદ થયો હશે, એમાં કાંઇ પણ શંકા નથી. કારણ કે, એ વાત એવી જ રસિક છે. પરંતુ ઉત્તમ પુસ્તકો કેવળ આનંદને માટે વાંચવાનાં હોતાં નથી. તેમાંનો સારો

ભાગ ગ્રહણ કરી આપણે તે પ્રમાણે વર્તન કરવું જોઇએ. આમ કરીએ તો જ આપણું વાંચેલું સફળ કહેવાય. આ મહાભારત જ જુઓને! વારૂ, કહો જોઇએ એમાંથી સાર શું નીકળે છે? બરાબર વિચાર કરશો તો તે તમને આપોઆપ સમજાશે. કૌરવોએ કપટથી દ્યૂત ખેલી પાંડવોનું રાજ્ય ખુંચવી લીધું. તે રાજ્યના વૈભવો તેમણે કેટલોક કાળ સુધી ભોગવ્યા; પરંતુ અંતે તે સર્વનો નાશ થયો. હવે પાંડવોના ચરિત્રનો વિચાર કરો. તેમણે કેવળ પોતાનું વચન પાળવાને માટે તેર વર્ષ પર્યંત દુઃખ ભોગવ્યું. પરંતુ અંતે તેમની અત્યંત કીર્તિ વધી અને તેમને રાજ્ય પણ મળ્યું. આ પરથી શું સમજાય છે વારૂ? જે ધર્માનુસાર વર્તે છે તેને પ્રથમ દુઃખ થાય છે, પરંતુ અંતે તેને શાશ્વત સુખ મળે છે. અને જે અધ-

મથી ચાલે છે તે થોડા કાળ સુધી સુખ ભોગવતો દેખાય છે તો પણ અંતે તેનો નાશ થાય છે. અમુક કૃત્ય સારૂં છે કે નરસું, તેનો નિર્ણય તેના પરિણામ પરથી થાય છે. જેનું પરિણામ મીઠું તે પોતે પણ મીઠું, અને જેનું પરિણામ કડુ તે વસ્તુતઃ કડુ જ હોય છે. જો તમે આ પ્રમાણે સમજીને પ્રત્યેક પગલું ભરશો તો તમારૂં કલ્યાણ થયા વિના રહેશે નહિ. આ મહાભારતવિષે સામાન્ય વિચાર થયો. પરંતુ એમાં જે ભિન્નભિન્ન સ્વભાવનાં અનેક માણસો આવેલાં છે તેમનાં ચરિત્રમાંથી પણ ઘણો બોધ લેવાનો છે. તે બોધ તમારે પોતે જ તારવી કાઢવો યોગ્ય છે; પરંતુ તમે હજુ નાનાં હોવાથી કયા મનુષ્યની પાસેથી શું બોધ ગ્રહણ કરવો તે હું તમને કેટલાંક ઉદાહરણોદ્વારા સમજાવું છું, જેથી તમને વિચારની દિશા સુઝશે.

# શ્રીકૃષ્ણ.



પૃથ્વીપર દુષ્ટ લોકો વધી જાય અને તેઓ ધાર્મિક લોકોને સંતાપ આપવા લાગે એટલે પરમેશ્વર કોઇને કોઇ રૂપે પૃથ્વીપર આવી દુષ્ટોનો સંહાર અને સજ્જનોનું સંરક્ષણ કરે છે. પરમેશ્વરના આ રૂપને 'અવતાર' કહેવામાં આવે છે. શ્રીકૃષ્ણ અવતાર હતા. ભક્તોને સાહાય કરવી અને તેમની લજ્જા રાખવી એ જ પરમેશ્વરનું કામ હોય છે. અને તેજ કામ શ્રીકૃષ્ણે મહાભારતમાં બજાવ્યું છે. તેણે બે વખત દ્રૌપદીની લજ્જા રાખી. તેણે પાંડવોને અનેક પ્રસંગે યોગ્ય સલાહ આપી. અર્જુન તેનો પરમભક્ત હતો; તે અર્જુનનો તે સારથી થયો. અર્થાત્ ઇશ્વર

પોતાના ભક્તને માટે હલકાંમાં હલકાં કામો કરવાને પણ તૈયાર હોય છે. આ અર્જુનનું તેણે અનેક વિકટ પ્રસંગે મહા યુક્તિથી રક્ષણ કર્યું. પરિક્ષિતીને જીવંત કરી તેણે પાંડવોનો વંશ કાયમ રાખ્યો. શ્રીકૃષ્ણની કૃપા ન હોત તો પાંડવોને વિજય જ મળત નહિ. માટે હે બાલકો, જો તમે શ્રીકૃષ્ણની ભક્તિ કરશો તો તે પાંડવોની પેઠે તમને પણ સાહાય કરશે.

---

## યુધિષ્ઠિર.

યુધિષ્ઠિર કદિ પણ ધર્મ છોડીને અધર્મથી વર્તતો ન હોતો. આથી જ તેને ધર્મ એ નામ પ્રાપ્ત થયું હતું. પાપથી તે ઘણો જ ડરતો હતો. અસત્ય ભાષણ કરવુ

તેને કદિ પણ ગમતું નહોતું. જ્યારે સર્વ આપ્ત જનો સંકટમાં આવી પડયા ત્યારે માત્ર એકવાર જ તેણે દ્વિઅર્થી ભાષણ કર્યું હતું; પરંતુ તેનું તેને પ્રાયશ્ચિત્ત પણ મળ્યું હતું. દયાની તો તે મૂર્તિ જ હતી. અનેક શત્રુઓના અપરાધ ક્ષમા કરીને તેણે તેમને છોડી દીધા હતા એ તો તમને વિદિત જ છે. પરમેશ્વરપર તેને પરમ શ્રદ્ધા હતી, તેથી પાંડવોપર ગમે તેવાં સંકટો પડ્યાં તો પણ તેણે ધૈર્યનો ત્યાગ કર્યો નહિ અને ખોટે રસ્તે પ્રયાણ કર્યું નહિ. પરમેશ્વરપર પૂર્ણ ભક્તિ હોય તો સંકટના સમયમાં મનુષ્યમાં આવું જ ધૈર્ય આવે છે. એક ભક્તિની સાથે અનેક સદ્‌ગુણો ધર્મના અંગમાં આવ્યા હતા. પોતાના બંધુઓપર તેનો પરમ પ્રેમ હતો. તો પણ સર્વ પ્રાણીઓપર તેનો સમાન પ્રેમ હતો. તે રાજા થયો તો પણ તેણે પોતાના

સદ્દગુણોને તિલાંજલિ આપી નહિ. તેના શાંત સ્વભાવનું તો જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. ભીમ, અર્જુન અને દ્રૌપદી ક્રોધના આવેશમાં આવી જઇ ઘણીવાર તેને કટુ વચન બોલતાં; તોપણ તે તેથી ક્રુદ્ધ ન થતાં ઉલટો મિષ્ટ વચનોથી તેમને સમજાવતો. કુટુંબનો અગ્રેસર યુધિષ્ઠિરસમાન શાંતિ રાખે છે તો જ તે સંપી અને સુખી થાય છે.

---

## ભીમ.

ભીમ પોતાના બાહુ બળને માટે પ્રસિદ્ધ હતો. જેમના અંગમાં શક્તિ હોય છે તે માણસો બહુધા ગર્વિષ્ઠ, ઉદ્ધત અને દુર્બલોપર અત્યાચાર કરનારા નિવડે છે. પરંતુ ભીમના અંગમાં

અગાધ બળ હોવા છતાં પણ તેને તે દુર્ગુણોનો સ્પર્શ પણ થયો નહોતો. પરમેશ્વરપર તેની અત્યંત ભક્તિ હતી. વડીલ માણસોની સાથે તે સંપૂર્ણતઃ નમ્રતાપૂર્વક વર્તતો હતો. કૌરવોની ખોડ તોડી નાંખીને પાંડવોનું રાજ્ય તેણે ક્યારનું પાછું લઈ લીધું હોત અને દ્રૌપદીપર થયેલા અત્યાચારનું વૈર લીધું હોત, પરંતુ યુધિષ્ઠિરની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરવાને માટે જ તેણે સર્વ સંકટો સહન કર્યાં. એકલો ભીમ જ બાલ્યાવસ્થામાં સર્વ કૌરવોની કેવી ફજેતી કરતો હતો તે તમે વાંચી જ ગયા છો. અંગના બળથી તેણે અનેક વાર પોતાના બંધુઓનું રક્ષણ કર્યું હતું. માટે હે બાલકો, મનુષ્યના અંગમાં શક્તિ હોવી જ જોઈએ. તે શિવાય કાંઇ પણ પરાક્રમ કરી શકાતું નથી. પરંતુ ભીમ પ્રત્યે દૃષ્ટિપાત કરો અને શક્તિની સાથે કદિ કદિ રહેલા દુર્ગુણોને ટાળો.

---

# અર્જુન.

જેમ ભીમ બળમાં શ્રેષ્ઠ હતો, તેમ અર્જુન શસ્ત્રવિદ્યામાં શ્રેષ્ઠ હતો. તેનામાં વિદ્યા પુષ્કળ હતી તોપણ તેનામાં અભિમાન જરા પણ નહોતું. આ સર્વ શ્રીકૃષ્ણની કૃપાનું ફળ છે એમ તે માનતો હતો. તેણે પોતાના પક્ષમાં એકલા અને નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણને લીધા એ પરથી સ્પષ્ટ રીતે જણાય છે કે, જો શ્રીકૃષ્ણનું સાહાય્ય હશે તો જ અમારા હાથથી કાંઈ પરાક્રમ થશે અને અમને વિજય મળશે એમ તે ધારતો હતો. વડીલ માણસોની આજ્ઞાનો તેણે કદિ પણ અનાદર કર્યો નહોતો. માટે પોતાનામાં ગમે તેટલી વિદ્યા હોય તોપણ શ્રીકૃષ્ણને વિસરી જવું નહિ, એ વાત લક્ષ્યમાં રાખો.

# દ્રૌપદી.



એ પરમ સાધ્વી હતી. પોતાના પતી અને વડીલ માણુસોને સંતુષ્ટ રાખવાને માટે તે અતોનાત પ્રયત્ન કરતી હતી. તે પોતાના ગુણોથી સર્વને પ્રિય થઈપડી હતી. સંકટના સમયમાં મનુષ્યની ખરી પરીક્ષા થાય છે. આ પરીક્ષામાં દ્રૌપદી સંપૂર્ણ રીતે ઉત્તીર્ણ થઈ હતી. પાંડવોની સાથે ધૈર્ય અને શાંતિપૂર્વક રહી તેણે પોતાના માયાળુ અને શુદ્ધ વર્તનથી સર્વને સુખી કર્યાં હતાં. શ્રીકૃષ્ણપર તે સંપૂર્ણતઃ આધાર રાખતી હતી. આથી બે વાર શ્રીકૃષ્ણને તેની લાજ રાખવાને માટે કેવું દોડતા જવું પડયું હતું ? છોડીઓ, તમે દ્રૌપદીનું ઉદાહરણ લો અને તેણે સત્યભામાને જે મંત્ર આપ્યો હતો તે તમે પણ હૃદયમાં ઉતારી લો.

# ભીષ્મ.



આપણા દેશમાં પ્રાચીન કાળમાં જે મહાપુરુષો થઈ ગયા તેમાં ભીષ્મસમાન સર્વ પ્રકારે મહાન્ એવો કોઈ પણ પુરુષ થયો નથી. તેણે કરેલું કોઈ પણ કાર્ય તપાસીએ તો તેમાં દોષનો તો લેશપણ જણાતો નથી. ઉલટપક્ષે તેના પ્રત્યેક કાર્યમાં વિલક્ષણ ધૈર્ય, શુદ્ધ વર્તન, દૃઢ કર્તવ્યનિષ્ઠા, સત્યપ્રિયતા અને ઈશ્વર-ભક્તિ એ સદ્‌ગુણો સ્પષ્ટ રીતે દેખાય છે. પોતાના પિતાના સુખને માટે તેણે આજન્મ લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો હતો અને તે અંતપર્યંત કાયમ રાખ્યો હતો. આમાં તેની પિતૃભક્તિ અને ભીષણ ટેક એબ્બે ઉત્તમ ગુણો દૃષ્ટિ-ગોચર થાય છે. યુદ્ધસમયે ખરો પક્ષ

કર્યો છે અને ખોટો કર્યો છે તે વિદિત હોવા છતાં પણ તે કેવળ કર્તવ્ય પાલન કરવાને માટે જ દુર્યોધનના તરફથી યુદ્ધ કરવાને પ્રવૃત્ત થયો હતો. તેના ગુણોનું કેટલુંક વર્ણન કરીએ ?

---

## વિદુર.

એ જો કે દાસીનો પુત્ર હતો, તોપણ ગુણોથી તે અતિ મહાન્ હતો. એ પરમ ચતુર, નીતિનો કદિ પણ ત્યાગ ન કરનાર, અને સદા સત્ય ભાષણ કરનાર હતો. શ્રીકૃષ્ણપર તેની વિલક્ષણ ભક્તિ હતી. શ્રીકૃષ્ણ જ્યારે મધ્યસ્થ તરીકે આવ્યા ત્યારે તેઓ ધૃતરાષ્ટ્રના ઘરનાં મિષ્ટ પકવાન્નો છોડીને આ રંક ભક્તને ઘેર રોટલો અને

મીઠું ખાવાને ઉતર્યા હતા. અનેક પ્રસંગે તેણે પોતાના ચાતુર્યથી અને મિષ્ટ વાણીથી પાંડવોનાં મનનું સમાધાન કર્યું હતું; વળી કૌરવો પ્રત્યેક પ્રસંગે તેનું અપમાન કરતા હતા તે છતાં પણ સમય આવ્યો કે તેમને યોગ્ય સલાહ આપી પોતાનું કર્તવ્ય બજાવવાને તે કદિ પણ આગળ પાછળ જોતો ન હતો. આથી તેની સત્યપ્રિયતા કેટલી પ્રબળ હતી અને પરહિત કરવાને તે કેટલો પ્રયત્નશીલ હતો તે સારી રીતે જણાઈ આવે છે. એના ચરિત્રનો વિચાર કરતાં મનુષ્ય જન્મથી મહાન્ થતો નથી, પરંતુ વસ્તુતઃ ગુણોથી મહાન્ થાય છે, એ વાત સિદ્ધ થાય છે.



# કર્ણ.



એ મહા બુદ્ધિશાળી, અને ધનુર્વિદ્યા-પ્રવીણ હતો. આ સર્વ સદ્‌ગુણો તેનામાં હતા ખરા, તોપણ તેનો ખરેખરો મોટો ગુણ તો તેનું ઔદાર્ય હતું. કર્ણસમાન દાતા આજ પર્યંત કોઈ થયો નથી. કોઈ માણસ સારો ઉદાર હોય તો તેને કર્ણની ઉપમા આપવાની આજે પણ આપણામાં પ્રથા છે. તેનામાં આ સર્વ સદ્‌ગુણો હતા, તોપણ તેનામાં મહા દુર્ગુણ 'દુરભિમાન' મોટા પ્રમાણમાં હોવાથી તેના સર્વ સદ્‌ગુણો ધૂળમાં મળી ગયા. જો તેનામાં આ દુર્ગુણ નહોત તો તે ભીષ્મના જેવો જ મહાપુરુષ થયો હોત. જુઓ, માત્ર એક જ દુર્ગુણ મનુષ્યમાં હોય તો તે સકલ સદ્‌ગુણોની કેવી પાયમાલી કરે છે!

---

# કૌરવ.



સઘળા કૌરવો દુર્ગુણની પ્રતીમા હતી. તેમાં દુર્યોધન જેમ વયમાં વડીલ હતો તેમ દુર્ગુણોમાં પણ વડીલ હતો. એ અત્યંત દુરાગ્રહી અને મહત્ત્વાકાંક્ષી (મહત્તાની યોગ્ય કરતાં વિશેષ ઇચ્છા રાખનાર) હતો. તેમાં વળી કર્ણના દુરભિમાનનો અને શકુનિના દુષ્ટ સ્વભાવનો યોગ થવાથી તે સર્વથા અંધ બની ગયો, અને વિનાકારણ પાંડવો તથા સાધ્વી દ્રૌપદીને દુઃખ દઇ અંતે તેણે પોતાના સર્વસ્વનો નાશ કર્યો. દુષ્ટ માણસો સજ્જનોનો ઉત્કર્ષ સહન કરી શકતા નથી. આ જ પ્રમાણે પાંડવોની ઉન્નતિ કૌરવો સહન કરી શકયા નહિ. સજ્જનોને દુઃખ દેવાના

આવેશમાં દુષ્ટોને સારાસારનો વિચાર રહેતો નથી. કપટ એ જ માત્ર તેમના હાથમાં શસ્ત્ર હતું. વડીલ માણસોની, મોટા અને પૂજ્ય માણસોની તેઓ ભીતિ રાખતા નહોતા. આ જ દુર્ગુણોથી અંતે તેમનો નાશ થયો, એ તમે વાંચી જ ગયા છો. માટે તમે કૌરવોની પેઠે દુર્ગુણો ધારણ કરશો નહિ; અને તમારા આપ્તજનો અને ઇષ્ટ મિત્રોનો દ્વેષ કરશો નહિ. આથી અંતે તમને પાંડવોની પેઠે સુખ પ્રાપ્ત થશે.

---

## શકુનિ.



એ ગાંધારીનો બંધુ અને કૌરવોનો મામો હતો. એ અત્યંત દુષ્ટ, ઘાતકી અને કપટી હતો. કોરવોના હાથથી જે અનેક દુષ્ટ કૃત્યો થયાં તેનું ખરૂં કારણ આ

ચાંડાળ શકુનિ જ હતો. જો તેનું સાહાય્ય મળ્યું ન હોત તો કૌરવો સ્વતઃ દુષ્ટ હોવા છતાં પણ તેમના હાથથી આટલાં ખરાબ કૃત્યો થયાં ન હોત. માટે આ સર્વ દુર્જનની સંગતિનું પરિણામ આવ્યું. જગતમાં ખરાબ સલાહ આપનાર વિઘ્નસંતોષી માણસો પુષ્કળ હોય છે. હે બાળકો, આ માણસોથી સાવધ રહેવું જોઇએ. કોઈ ગમે તેવી સલાહ આપે તોપણ તે આપણા હિતની છે કે અહિતની તેનો યથાવત્ વિચાર કરી તે હિતની હોય તો જ તેને ગ્રહણ કરવી જોઇએ. આ વાત બરાબર લક્ષમાં રાખજો.

આ રીતે જ બાકીની વાતનો તમે વિચાર કરજો, એટલે તેમાંથી શું ગ્રહણ કરવું તેની તમને સમજ પડશે.

હવે અંતે તે દયાળુ શ્રીકૃષ્ણ પ્રત્યે મારી એવી જ પ્રાર્થના છે કે તે તમને ભીષ્મસમાન ટેકી અને એકવચની,

વિદુરસમાન શાણા અને ઇશ્વરનિષ્ઠ, કર્ણસમાન ઉદાર અને પાંડવસમાન સદ્‌ગુણી તથા પરાક્રમી થવાની બુદ્ધિ તથા સામર્થ્ય આપો.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## નાનાં બાળકો માટે ખાસ ઉપયોગી પુસ્તકો.

### સચિત્ર અક્ષરબોધ

આ પુસ્તકમાં "અ" થી શરૂ કરી "જ્ઞ" સુધીના સર્વ સ્વર અને વ્યંજનો જૂદા જૂદા ભપકાદાર રંગમાં તે તે નામના પ્રથમ અક્ષરથી બતાવનારાં **ચિત્રો** સહિત બતાવેલા હોઈ ૧ થી ૧૦ સુધીના આંકડાઓ પણ ઉપરની જ પદ્ધતિથી બતાવવામાં આવ્યા છે. પુસ્તકનો આકાર ક્રાઉન ચતુર્થાંશ જેટલો મ્હોટો ૭×૯ ઈંચ રાખેલો હોવાથી **અક્ષરો** તેમ જ **ચિત્રો** ઘણાં જ સુંદર અને મનોહર બન્યાં છે. આ પુસ્તક નાનાં બાળકોને ઘણું જ પ્રિય થઈ પડે તેવું છે. કિંમત રૂ. ૦–૬–૦.

---

સચિત્ર

### ધ્રુવ અને ચિલયા.

( છપાય છે. )

સ્વાભિમાન એ વ્યક્તિના ઉત્કર્ષનો પાયો છે; અને રાષ્ટ્રનો ઉત્કર્ષ એ વ્યક્તિના ઉત્કર્ષનું સંતાન હોવાથી દરેક વ્યક્તિમાં સ્વાભિમાનનું બી રોપવું એ **રાષ્ટ્રહિતના શ્રીગણેશ છે.** પણ સ્વાભિમાનનું પાણી, મન કુમળું હોય તે વખતે અંગમાં સીંચવું જોઈયે; નહિ તો આગળ તે કયારેય પણ સિંચાવાનું નહિ. માટે એ કાર્ય અંશતઃ પણ સિદ્ધ થાય એ હેતુથી **ધ્રુવ અને ચિલયા** આ બે પૌરાણિક બાળકોનાં ચરિત્ર અમે ખાસ તૈયાર કરાવી છાપીયે છીયે. આમાં સાત સુંદર ચિત્રો ઘાલવામાં આવશે.

**મેનેજર—ચિત્રશાળા પ્રેસ, પૂના.**

સચિત્ર

## લઘુ રામાયણ.

રામાયણ એ આપણો રાષ્ટ્રીય ગ્રંથ છે. શ્રીરામચંદ્ર ચરિત્ર આબાલ-વૃદ્ધોએ જાણવું જરૂરનું છે. આ "લઘુ રામાયણ" નાનાં બાળકો માટે તૈયાર કરાવેલું છે. તેમ રામચરિત્રની વાત સરળ અને સહેલી ભાષામાં કહેલી છે સાત સુંદર ચિત્રો. કિંમત ૬ આના.

---

સચિત્ર

## શ્રીકૃષ્ણ—ચરિત્ર.

( છપાય છે. )

લેખક

### રા. બ. ચિંતામણરાવ વિનાયક વૈદ્ય.

આ ગ્રંથ શ્રીમહાભારત, શ્રીભાગવત અને હરિવંશ આ ત્રણ ગ્રંથોના આધારપર લખેલો છે. આ ગ્રંથના ભગવદ્ગીતા પર્વમાં ભગવદ્ગીતાનું આખુંખંડ સમગ્ર ભાષાંતર કરેલું છે અને તે ઘણું જ સુંદર થયેલું છે. ગીતાનો અભ્યાસ કરનારાઓએ આ રૂપાંતર મૂળ શ્લોકોસાથે મેળવી જોવા જેવું છે. ઉપોદ્‌ઘાતમાં શ્રીકૃષ્ણચરિત્રની મહત્તા વર્ણવેલી હોઈ ઉપસંહારમાં તે કાળની થોડી માહિતી અને શ્રીભગવચ્ચરિત્રનું રહસ્ય આપેલું છે. ઠેકઠેકાણે વિષયાનુક્રમ પ્રમાણે ૧૦ સુંદર ચિત્રો આપવામાં આવેલાં છે.

**મેનેજર—ચિત્રશાળા પ્રેસ પૂના.**